શ્રી

# जैन सज्झायमाला.

## भाग ४ थो

આ પુસ્તકમાં અનેક મહાન પંડિતની બનાવેલી
પદો અને અનેક વૈરાગી વિષયોથી ભરપૂર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
બાલાભાઈ છગનલાલ શાહ.
જૈન બુકસેલર, ઠે. કીકાભટ્ટની પોળ.
અમદાવાદ.

આવૃત્તિ પહેલી—નકલ ૧૧૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

સંવત ૧૯૭૭—સને ૧૯૨૧

કિમ્મત બે રૂપીઆ.

# પ્રસ્તાવના.

હાલમા કાવ્ય વાચવાનો પ્રચાર ઘણોજ વધતો હોવાના સબબે લોકો તેની સારી રીતે કદર કરતા હોવાથી આ પુસ્તકમા જૈન સજ્ઝાયમાલા ભાગ ૧ લા, ૨ જા, તેમજ ત્રીજામા નહી આવેલી સજ્ઝાયો, સ્તવનો, પદો અને અનેક ઉપયોગી વૈરાગી ને આત્મદશાને જાગ્રત કરનાર ઘણા વિષયો દાખલ કરેલા છે. આ પુસ્તક છાપવા ઘણા ભાઇઓએ અમોને આગ્રહપૂર્વક લખેલુ કે તે તમારા તરફથી જૈન સજ્ઝાયમાલાના ભાગ ૧ લો તેમજ બીજો અને ત્રીજો બહાર પડેલા છે તેવીજ રીતે ચોથો ભાગ છપાવી બહાર પાડી જનસમુહને આભારી કરશો એવી ભલામણ આવવાથી આ ચોથો ભાગ અમારે નવીન પદ્ધતીથી તૈયાર કરવો પડયો છે

આ પુસ્તકમા મુનીરાજશ્રી વિદ્વાન નાનચંદજીકૃતની સજ્ઝાયો તેમની પરવાનગીથી તથા બીજા મુનીરાજોની બનાવેલી સજ્ઝાયો વીગેરે ઘણીજ ઉપયોગી હોવાથી દાખલ કરી છે

કાવ્યમા લખેલા ગ્રંથો વાચવાથી તેમા અસરકારક વૈરાગ્ય ને બોધ હોવાથી આત્મા જ્ઞાનમય થઇ જાય છે ને આત્માને પોતાની દશાનુ ભાન થાય છે.

આ પુસ્તકમા લગભગ ૧૮૮ વિષયો દાખલ કરેલા છે. આ પુસ્તક વાચવાથી આત્માને આત્મકલ્યાણનુ ઘણુંજ જાણવાનુ મળે છે તો આ પુસ્તક દરરોજ ઓછામા ઓછો એક કલાક અવશ્ય વાચવા ખાસ ભલામણ છે

હાલમા છાપવાના સાહિત્યો જેવા કે છાપવાના કાગળો, છપામણી, તથા બુકબાઇન્ડીંગ વીગેરેના ભાવો ચાર ગણા લગભગ વધી ગએલા છે તેમજ મનમાન્યા પૈસા આપતા ઘણીજ લાંબી મુદતે કામ તૈયાર થાય છે આવી હાડમારી હોવાથી પુસ્તકની કિમ્મત વધારવી પડી છે આ પુસ્તકમા આવેલા દરેક વિષયો મનનપૂર્વક વાચશે તો પોતે કાંઇપણ તેમાથી વાચવાનુ સાર્થક સમજી પોતાના આત્માને ઉન્નત બનાવશે તો પ્રસિદ્ધકર્ત્તાનો પ્રયત્ન સફળ થશે

લી

બાલાભાઈ છગનલાલ શાહ.

જૈન બુકસેલર, ઠે. ટીકામદની પોળ

અમદાવાદ.

સજ્ઝાયમાળા ભાગ ૪ થા ની

# અનુક્રમણિકા.

૨ ઈન્દ્ર પોતે મેરૂપર્વત ઉપર લઇ જાય છે, ત્યાં પ્રભુનો અભિષેક કરે છે, જુદાં જુદાં વાહનોમાં બેસી ઈન્દ્રો અને દેવો પણ ત્યાં હાજર થાય છે.

૩ દીક્ષા લીધા પહેલાં આદિનાથ પ્રભુ એક વર્ષ પર્યંત દિવસના પ્રથમ પહરે ગોખમાં બેસી વાર્ષીક દાન આપે છે.

૪ સંસારનો ત્યાગ કરી પ્રભુ વનમાં દિક્ષા લે છે, બીજાઓ પણ સાથેજ દિક્ષા લે છે, ભગવાન પોતાનો કેશલોચ પોતાના હાથેજ કરે છે, પ્રભુને મન પર્યવ જ્ઞાન થાય છે.

૫ પ્રભુને કેવળજ્ઞાન ઉપજ્યા પછી દેવતાઓ સમવસરણ કરે છે, પ્રભુ કમલ ઉપર ચાલીને સાધુઓ સાથે આવે છે.

૬ દીક્ષા પછી એક વર્ષે શ્રેયાંસ કુમારના હાથે શેરડીના રસનું પ્રભુ કરપાત્રે પારણું કરે છે તેજ વખતે આકાશમાંથી પંચદિવ્ય પ્રગટ થાય છે.

૭ પ્રભુ અષ્ટાપદ પર્વત ઉપર મોક્ષ જાય છે, દેવ દીવીઓ નિર્વાણ મ્હોત્સવ કરે છે.

૮ શ્રી મરૂદેવી માતા પોતાના રાજ પ્રાસાદમાં સુતેલાં છે, આદિનાથ પ્રભુનો જીવ માતાના ઉદરમાં ઉત્પન્ન થાય છે; તેજ વખતે માતા ભાવી શુભ સુચક સ્વપ્નાં નીહાળે છે.

૯ માતા મારૂદેવીએ જોયેલાં ચૌદ સ્વપ્નો.

૧૦ પ્રભુનો જીવ માતા મરૂદેવીના ઉદરમાં આવેલો જોઇ ઇન્દ્રરાજા હરિણ ગમેષી દેવતા પાસે ઘંટનાદ દ્વારા અન્ય દેવ દેવીઓને બોલાવી પ્રભુના બહુમાનાર્થે નમુથ્થુણં ભણે છે.

૧૧ માતા મરૂદેવી પોતાનો સ્વપ્ન વૃત્તાંત પતિદેવ નાભિરાજા પાસે પ્રગટ કરે છે, ઈન્દ્ર હાજર થઇ સ્વપ્નનો વિશેષાર્થ દેવની સમક્ષ કરે છે.

આ ગ્રંથ દરેકે દરેક જૈન ગ્રહસ્થના ઘરમાં અવશ્ય હોવો જોઇએ. કારણકે અન્ય ધર્મવાળા જેમ મનુસ્મૃતિને તેમજ શ્રીમદ્‌ભાગવતને મુખ્ય ગણે છે તેમ પૂર્વાચાર્યના ચારિત્રથી આપણે વિમુખ રહીએ તો આપણા જેવો હતભાગ્યશાળી કયો મનુષ્ય ગણાય ?

આ પુસ્તકને પાકા પુંઠાથી બંધાવી અલંકૃત કરવામાં આવેલ છે. હાલમાં છાપવાના સાહિત્યો જેવાં કે કાગળો, છપામણ તથા બંધામણની કિમ્મત ચારથી પાંચગણી વધી ગએલી છતાં ગરીબ તેમજ સાધારણ ગ્રહસ્થ ખરીદ કરે તેવા શુભ આશયથી આ ગ્રંથ ઉપર વિશેષ ખરચ થયેલ છે. કિંમત રૂ. ૨-૮-૦ (અઢી રૂપીઆ) રાખેલ છે.

લી. બાલાભાઇ છગનલાલ શાહ.

જૈન બુકસેલર. ઠે. ફીકાભટ્ટની પોળ મુ૦ અમદાવાદ.

૨૦૨૦

# ભાઇ ત્રીકમલાલ ઉગરચંદ વકીલ.

અમદાવાદ.

તમો મારા સહવાસમાં બાળપણમાં રહેલા, ને જેવો પ્રેમ રાખતા હતા તેવો જ પ્રેમ અદ્યાપી સૂધી કાયમ રાખી આપે મારા પ્રત્યે તેમજ મારા કુટુંબને ઊંચ સ્થિતિએ લાવવા જે આજ સૂધી ભગીરથ પ્રયત્નો કરી તન મનનો ભોગ આપ્યો છે એટલુ જ નહી પરંતુ આપનામાં વિવેકતા, નિસ્વાર્થ પ્રેમ, વિશુદ્ધ સ્નેહ, પ્રમાણિકતા ઇત્યાદિક અનેક સદ્ગુણો આપનામાં બીરાજે છે એ જ આપનુ ગૌરવ સૂચવે છે આપ અમારી સાથે જે પ્રેમ રાખો છો તેથી વિશેષ પ્રેમથી હમેશા અમારી સાથે વર્તશો એવી શુભભાવનાથી આ લઘુ ગ્રંથ **જૈન સજ્ઝાય માળા ભાગ ૪ થાની** નવીન આવૃત્તિ આપને અર્પણ કરી આનંદ માનુ છુ

લી૦ આપનો સદાનો આભારી

શુભેચ્છક,

**બાલાભાઇ છગનલાલ શાહ.**

પુસ્તકો પ્રગટ કરનાર અને વેચનાર—અમદાવાદ.

બુદ્ધિપ્રભા માસીકના સં ૧૯૭૯ ના વૈશાખ માસના અંકના રીવ્યુ.

# જૈન સજ્ઝાયમાળા.

---

ભા ૨--૩--૪ સજ્ઝાય એ સ્વાધ્યાયનો અપભ્રંશ છે સાંજના પ્રતીક્રમણ વખતે જૈન મુનિઓ અને શ્રાવક શ્રાવિકાઓ જે સજ્ઝાઓ ગાય છે અથવા ગાવી જોઇએ તેનો મોટો સંગ્રહ આ ચાર ભાગમા આપ્યો છે સજ્ઝાઓ આત્મ જાગ્રતિ અને આત્મસાધનનુ એક અણુમૂલ સાધન છે પ્રતીક્રમણની ક્રિયા કરનાર દરેક દરેક સ્ત્રી, પુરૂષ અથવા બાળક એ આખી ક્રિયાનુ રહસ્ય ન સમજે તો પણ સજ્ઝાયમાથી તો જરૂર કંઈક મેળવી શકે, અને ધારે તો જીવનમા પણ ઉતારી શકે કારણ કે સજ્ઝાય સીવાયની બીજી લગભગ તમામ ક્રિયા જૈનોની શાસ્ત્રીય ભાષામા હોય છે, ત્યારે માત્ર સજ્ઝાયોજ ચોખ્ખી ગુજરાતી ભાષામા હોય છે ભાઈ બાલભાઈ છગનલાલે આ મોટો સંગ્રહ બહાર પાડી જૈન સમાજની અને જૈન સાહિત્યની સારી સેવા બજાવી છે, કોઈ કોઇ ભાગની આઠ અને કોઈ કોઈ ભાગની ત્રણ ચાર આવૃતીને બહાર પડી છે તેજ તે ગ્રંથની ઉપીયોગીતા પૂરવાર કરે છે દરેક ભાગની કીંમત રૂ ૨-- --૦ છે. કારણ કે અમૂક નાના સમાજમા જે પુસ્તકો આદર પામે એવા હોય તેની કીમત બહુ ઓછી રાખવી ન પરવડે. હવે પછીની આવૃતીઓમા સજ્ઝાયોનો કોઈ એક ક્રમ સચવાય તો વાચનાર અને વીચારનારને માટે બહુ સરળતા થાય કાતો સજ્ઝાયોના રચનાકાળને અંગે અથવા તો વિષયને અંગે તેનો અનુક્રમ સાચવવો જોઇએ છેલ્લા ચોથા ભાગમા કેટલા આધુનીક જૈન લેખકો અને જૈનેતર કૃતી જોવાય છે એ સર્વેને સજ્ઝાય માળામા સ્થાન મળે એ વીષે અમને શક છે કંઠપરંપરાએ વહી આવતી સજ્ઝાયો હજી પુષ્કળ પ્રમાણમા મળી આવે એમ અમારૂ માનવુ છે હજી પણ એ દીશામા પ્રયત્ન ચાલુ રહે તો વધુ સારૂ

યુગધર્મ માસીકના સં. ૧૯૭૯ના વૈસાખ માસના અંકના રીવ્યુ.

# જૈન કથા સંગ્રહ.

---

જૈન સાહિત્યમાં કથાઓ અને રાસાઓ તો કોઇ પાર વીનાના છે. જૈન આચાર્યોએ વીવીધ વ્રત, જપ અને ધર્મકરણીનો મહીમા બતાવા જે રસભરી કથાઓ રચી છે. તે જો બધી પ્રકટ કરવામાં આવે તો ગુજરાતી સાહિત્ય ઘણું સમુધ્ધ બને એ નીર્વીવાદ છે અમદાવાદના જૈન ગ્રંથ વિક્રેતા ભાઈ બાલાભાઈ છગનલાલ શાહે "પૂર્વાચાર્યોના રચેલા ગ્રંથો ઉપરથી યથામતી સંશોધન કરી" જૈન કથાસંગ્રહ પહેલા ભાગની બહાર પાડેલી ત્રીજી આવૃતી અમને સમાલોચના અર્થે મળી છે. આ કથાઓ જૈન સમાજમાં સારી પેઠે પ્રચલિત છે, અને તેમાંય હરિબળ, મચ્છી તથા અભયકુમારી જેવી કથાઓના સંસ્કાર તો જૈન બાળકો માતાના ધાવણની સાથેજ મેળવી લે છે આ સંગ્રહમાં એકંદર બારકથાઓ છે, અને તે દરેક કથા એક વિશિષ્ટ ઉદ્દેશને આશ્રયી લખાયેલ છે, કથાઓની ભાષા જુની છે, તે જરા ઘરગથુ બનાવવામાં આવે તો ધાર્મિક વાંચનમાળા તરીકે જૈન વિદ્યાર્થીઓના હાથમાં મુકી શકાય એમ અમને લાગે છે, ગ્રંથની કીમત દોઢ રૂપીયો છે.

॥ श्री जीनवरेंद्रायनमः ॥

॥ श्री ॥

# जैन सज्झाय माळा.

## भाग ४ थो.



### परमात्म स्तुति.

થીરાની કાકીના રાગ.

પ્યારા આત્મ પ્રભુનારે, પદમા મ્હારી પ્રીતિ હજો,
નાશક વિશયની વેલીરે, બલી જવલીને ભસ્મ થજો
નવ સુખદા ભક્તિ સાધુ, પ્રસન્ન હો પરમેશ,
ભવભ્રમણ કીધુ મ્હે ભારે, દુખમય દેખ્યા કલેશ
હવે પ્રભુ એમાથીરે, તારી લેવા કર ગ્રહજો પ્યારા આત્મ० ૧
નેમિનાથને નમન કરૂ છુ, વળિ નમુ પારસનાથ,
શાન્તિ નાથનુ સ્મરણ કરૂ છુ, સેવુ છુ સિદ્ધનાથ,
નમુ, નમુ, મહાવીરસ્વામીરે, નેહ કરીને નિભાવજો પ્યારા० ૨
કરૂણા કરજો હે કરૂણા કર, સમતા શ્રીના કથ,
વિકટ રાનમા કાઇ ન સૂઝે, નાવ નજરે પથ
દયા કરી આ દીનને રે, સિદ્ધો માગ્ગ સુઝાવજો પ્યારા આત્મ० ૩
સિધ્ધ મુનિવર સેવિત સ્વાત્મા, આપો વિનય વિવેક,
આત્મ અનાત્મપણુ જોવાને, આપી સાચી ટેક
સદ્ગુણ સિધુ જિનવર રે, નજરથકી કઇ કદી ન જજો પ્યાગ આત્મ०૪
શબ્દ વિષે તો હજો ભિન્નતા, હજો ન અર્થ વ્યભિચાર,
અર્થ વિષે પણ હજો ભિન્નતા, લક્ષ ન જાઓ લગાર
અજીત પ્રભુપદ વાચ્છ કરે, સ્નેહી સજ્જન સાભળજો પ્યાગ આત્મ० ૫



# कर्मज त्हारा सुख दुःखनां भागी छे.

( લેખક-પંડિત ભોળાનાથ શર્મા. )

હરીગિત છંદ.

જન્મ્યા જગત્માં એકલા, મરવું જગત્માં એકલું,
પોઢયા જગત્માં એકલા, ફરવું જગતમાં એકલું;
વદવું જગત્માં એકલું, જોવું જગત્માં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ છે ? તૂં બોલ બાપૂ ! એટલું. ૧
પુત્રો મજાના રૂપયુત, પામ્યો કદાપી તું હશે;
નારી મનોહર રૂપયુત, વિધિએ કદિક પામ્યો હશે;
તોયે જીવનના અંતમાં, બળવું ચિતામાં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ છે ? તૂં બોલ બાપૂ ! એટલું. ૨
મિત્રો મનોહર બોલતા, કદિ આવતો દ્વારે હશે,
ધન માલ ગામ ગિરાસની, આવક કદા ત્હારે હશે;
મરણાન્ત દુર્ગમ માર્ગમાં, પડશે જવું જ્યાં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ ત્યાં ?, તૂં બોલ બાપૂ એટલું. ૩
પાંડિત્ય પોપટ સમભણી, કદિ મેળવ્યું પ્રેમે હશે,
વકિલાત કોરટમાં કરી, સન્માન પ્રાપ્ત કર્યું હશે;
શુભ અશુભના પરિણામમાં, ઉભૂં થવું જ્યાં એકલું,
સુખ દુઃખ ભાગી કોણ છે ? તૂં બોલ બાપૂ ! એટલું. ૪
દર્દો બીજાનાં દેખિને, દિલમાં દરદ જો આણશો,
નિજ બંધુઓના અશ્રુને, પોતા સમાં જો જાણશો;
એ પુણ્ય પથમાં આવશે જાવું થશે નહિ એકલું,
सुख दुःख भागी कर्म त्हारां एम बापू बोल तूं ! ! ५

## दीवाळीनुं स्तवन.

( ઝીણા ઝરમર વરસે મેહ-ભીંજે મારી ચુંદલડી એ-રાગ.)

આજે અજવાળો અંતર દ્વાર, પર્વ દીવાળી છે !
પ્રભુ સાથે બની એક તાર, આજ દીવાળી છે !

હૃદય પખાળી, કિલ્મીષ ટાળી, મનના મેલને બાળીરે,
રાગદ્વેષને દૂર નિવારી, પાપ પ્રપચ પ્રજાળી આજ દીવાળી છે
દીવડા ઘર આગણુ અજવાળે, તિમીર ઉપરનુ ટાળેરે,
હૃદય તિમીર અજ્ઞાન પ્રજાળે, જ્ઞાન તણા અજવાળે આજ દીવાળીછે
રોકડ મેળ અને ખાતાવી, જમા ઉધાર તપાસોરે,
સરવાયા નુકશાન નફાના, જ્ઞાન તણો જે વાસો આજ દીવાળી છે
પરનિન્દા, ચોરી, વ્યભિચારી, હિસા હોય કરે રે,
ભાવ–દ્રવ્યથી દોષ કરેલા, ઉધાર બાજુ મેલી આજ દીવાળી છે
આત્મ રમણતા, શુધ્ધ સ્વભાવે, પર ઉપકાર જીવાડુરે,
જીવ દયા, પ્રભુ સેવન એ સૌ, જમા તરફ તણાયુ આજ દીવાળી છે
હેયજ્ઞેયાદિ ત્રિપુટી સ્હમજી, તત્વનુ તત્વ વિચારોરે,
સદ્ગુરૂ સેવી સાચા જ્ઞાને, નીજ આતમને તારો આજ દીવાળી છે
ભાવ દીવાળી અર્થે આજે, દ્રવ્ય દીવાળી દીવેરે,
કર્મ ખપાવી શુરવીર થાતા, મુક્તિ કરીને જીવે આજ દીવાળી છે
ચહુ દેવાનંદ શ્રી વીરજી, ચરણ કમળની સેવારે,
ભાવ દીવાળી કરતા–મંગળ, મણિમય મળતા મેવા, આજ દીવાળી છે

---

## જૈન સદ્બોધ શિક્ષા.

( રાગ ઓધવજીનો )

જૈન બન્ધુઓ ? શીખ સુણો સોહામણી,
જિનવર ભાષિત ધર્મ તત્ત્વ વિચારજો,
સફળ કરો નરભવને શિવ સુખ પામવા,
મન વચ કાયે ધર્મ રયણ આધારજો. જૈન૦ ૧
દુ ખકારી જે વચનો મુખથી વારતા,
સમતા સાગરમા સુખ અપર પાર જો,
મિષ્ટ વચનથી વદીએ સહુને પ્રેમથી,
ભ્રાતૃભાવે વધતો સૌ વ્યવહાર જો. જૈન૦ ૨
જળ વાદળ સમ ચલિત જીવિતને જાણીએ,

સમજી જ્ઞાની વૈરાગે રંગાય જો;
જૂઠા જગ બંધનને બળથી તોડીએ,
આત્મિક ધન મેળવીયું ગુણિજન ગાય જો. જૈન૦ ૩
**અભયદાન** આપીને જીવ રક્ષા કરો,
**સુપાત્રાદિક** દાન પાંચ પ્રકાર જો;
ભવ દવ બળતાં રસ્તો સરલ એ સાચવી,
**બ્રહ્મચર્યાદિક** મહા વ્રતનો વિચાર જો. જૈન૦ ૪
**ક્રોધ** શત્રુને અળગો કરીએ આપણે,
જેના સંગે નીચ ગતિ લેવાય જો;
**ચંડકોશીયો** મહા તપસી સાધુ હતો,
ક્રોધ બળેથી સર્પ ઝેરીલો થાય જો. જૈન૦ ૫
**લોભે** લક્ષણ ચેતનજી જાશે વહ્યાં,
લાભે લોભ કરે છે અતિ ઉત્પાત જો;
તૃષ્ણા તેના સાથ થકી છુટે નહિ,
લશ્કર જેનું ભારે વિપરીત વાત જો. જૈન૦ ૬
**સુભુમ ચક્રી** જે ખટ્ ખંડનો રાજીઓ,
લોભે લૂંટાણો ભર દરિયા માંહિ જો;
રક્ષા કારણ દેવ નહિ તેના થયા,
સપ્તમીએ પહોંચાડયો લોભે ક્યાંહિ જો. જૈન૦ ૭
**માન** મહા વૈરીને વેગે વારિયે,
અષ્ટ પ્રકારે ગણિયા મદના ભેદ જો;
**સનત ચક્રી** સરિખા રૂપ રહિત થયા,
મદ મૂકેથી મળે પરમ પદ જેહ જો. જૈન૦ ૮
કેવળ કમળા **બાહુબળને** આવતી,
લઘુ બંધવને વંદુ જઇ હું કેમ જો ?;
ભગિની બ્રાહ્મી સુંદરીએ સમજાવતાં,
માન ગયેથી જળહળ જ્યોતિ જેમ જો. જૈન૦ ૯
**કપટ** કરેથી ચપટ થશો ઝટવારમાં,
બંધાતા નવ જાળરી માયા જાળજો;
**મલ્લિ** જિનવર તપ કરતાં ખમવું પડયું,

મહિલા. રૂપે શ્રી જિનનો અવતાર જો જૈન૦ ૧૦
અભ્યંતરના ચોર તમે દૂરે હરો,
જેહ સબંધે લખ ચોરાશી થાય જો,
બ્રાહ્ય અભ્યતર તપ જપ તેને આદરો,
દાવાનળ દુખ સર્વે દૂર પલાયજો જૈન૦ ૧૧
વ્રત પચ્ચખાણ કરો નિજ પૂરણ ભાવથી;
સેવા ભક્તિ જગમ સ્થાવર તીર્થ જો,
અનુમોદીએ શુભ કૃત્યો સરવે સદા,
જેથી આતમરામ રહે પવિત્ર જો જૈન૦ ૧૨
દુષ્ટ રિવાજો સાસારિક દૂરે હરો,
સપ્ત વ્યસનથી પ્રાણી થાય ખુવાર જો,
ઉત્તેજન જાતિ ભાઇઓને આપવુ,
સગપણ સ્વામી ભાઈ તણુ સચવાય જો જૈન૦ ૧૩
જ્ઞાન દાનનો ફેલાવો અધકો કરો,
જીર્ણ પુસ્તક ને વળી જીર્ણોદ્ધાર જો,
દેવ દ્રવ્યાદિકના હિસાબો સાચવી,
નિજ ગૃહથી અધિક કરો સંભાળજો જૈન૦ ૧૪
સર્વ જીવનું ભલુ કરવા ઇચ્છા ધરો,
ધરી સાદાઇ રાખો મન નરમાશ જો,
સમજુ થઇ નિર્લોભી આનન્દે રહો;
આળસ છોડી કરજો ઉદ્યમ ખાસજો જૈન૦ ૧૫
પ્રમાણિકતા રાખીને સત્ય બોલવુ,
મન વશ રાખી કરો તન રક્ષાય જો,
યથાશક્તિ ધર્મે દિલ ઉદારતા,
સુશિલ થઇ આ પાળો દશ શિક્ષાય જો જૈન૦ ૧૬
શિક્ષા સુન્દર અચળ રહો અવની પરે,
બુદ્ધિ પામે આનન્દ અધિકો થાય જો,
માણસા પાસે માણેકપુરાનો રહીશ,
ગિરધર સુત "દિલખુશ" શિક્ષા આ ગાયજો જૈન૦ ૧૭

# दिलखुश सदुपदेश.

—રાગ ગરબો—

સુણજ્યો સરવે બન્ધુ ? શિખ કહું સોહામણીરે,
રહેજો સંપીને સહુ માનવી સંગાથ;
વદીએ વેણુ વિચારી સત્ય તણી શોભા ભલીરે,
જન્મ્યા જગમાં નર પર ઉપગારીને વંદીયેરે,
વદતા સત્ય વચન બ્રહ્મચારી નર ગુણવાન;
એવા રત્ન પુરૂષો અચળ રહો અવની પરેરે........(૧)

સાખી.

પરછિદ્રો નવ દેખીયે, નવ દે ખોટાં આળ;
ક્ષણભંગુર સંસારમાં, ભમતાં નાવે પાર.
સેવો દોષ રહિત શ્રી વ્હાલા વીર ભગવાનનેરે,
ભમતાં ભવ ફેરામાં દુર્લભ નર અવતાર;
જેથી જન્મ મરણના ફેરા તે દૂરે ટળેરે...........(૨)

સાખી.

મંત્ર, તંત્રને ભૂતડાં, સાચાં નહિ પણ તૂત;
ભડકે ભોળા ભાવથી, કર્મંચય છે ભુત.
પામ્યા ધર્મ ધોરી આલંબનથી તરીયે દધિરે,
શિવ સુખ પામી કરીયે મોક્ષપુરીનું રાજ્ય;
એવો અવસર મળશે ઠરશે ત્યારે જીવડોરે...........(૩)

સાખી.

વિષય વિષ તે જાણીયે, રામા રંગ કુરંગ;
રામા તે કોની નહિ, દૂરે કીજે સંગ.
શોણિત પાન કરાવ્યું માંસ અસિ ધારા હિએરે,
ક્ષુધા શાન્ત થયે ભર દરિએ નાંખ્યો નાથ;
તેનો સાથ ચતુર નર વિષ માફક તે પરિહરેરે....(૪)

સાખી.

સમજી મારા બંધવા, નારીના અવદાત;
રખે ભરૂસો રાખતા, કરતાં છાની વાત.

કુલટા નારી કાળી નાગણ પર નિવારીયે રે,
પ્રેમે સ્વદારા શુભ આચરણો સભાળ,
વર્તન વિનય વિવેકે શિયલ વ્રત મા મન ધરે રે (૫)

સાખી.

નિંદા કોઇની મત કરી, પાળ દયા સુખકાર,
દયા ધર્મ માંહે વડી, દયા મોક્ષનુ દ્વાર.
સમજી દ્રવ્ય દયાને, ભાવ દયા પાળો સુદારે,
જેથી આત્મતણા સૌ કષ્ટો દુરે થાય,
ધરીયે ધ્યાન પરિચય સત સાધુ સેવી સદારે (૬)

સાખી.

દશા ધરી ઉર દેહની, વ્યસન દૂર કરાય,'
અભિમાન નવ રાખવો, કર્મે નીચ પડાય
વ્હાલા ! વ્હેમો છોડી ધર્મે દિલને રાખજોરે,
સદ્દગુણ પાળો રૂડા ધર્મે શુભજ થાય,
ક્રોધાદિક દુર્ગુણો દૂરે સૌ પલાવજોરે ...(૭)

સાખી.

દેશ છોડીયે આપણો, વેશ ન છોડયો જાય,
ભડકે ભોળા ભાવથી, સ્ટોકીંગ બૂટ ચડાય
મર્કટ પૂછ વિનાના શોભા એમા શુ ગણોરે,
છોડે વિરૂધ્ધ આચારો શુભ કુળવટ સચવાય,
ત્યારે સુખિયા થઇયે રહીને નિજ ગુણ ભાગમારે (૮)

સાખી.

નોકર થઇને છોડીયા, ધધાઓ વિશાળ,
પરતત્રના યત્રમા, ક્યા ઓચે મળનાર
કપરે લતે રહી છે ઠાઠ ઠકુરાઇ વળીરે,
પૈસા પેટ નહિ ખાવાને ન્હાવા થાય,
અવળા ખરચે હાય ! દશાઓ અવળી થઇ પડીરે (૯)

સાખી.

જ્ઞાન ખજાનો આપણો, ફર દેશાતર જાય;
ધધા પેઢી સૌ ગયા, ખર્ચ અધિક થાય.

પૈસો પાણીને હલકારે ચાલ્યો આપણોરે,
તો પણ હામ થકી શુભ કારજ સુંદર થાય;
દુઃખિયા દિન બન્ધુને નિજ શક્તે સુખિયા કરોરે. (૧૦)

સાખી.

દશા સુધારો ચિતની, ઉર ધરીને દાઝ;
છાના છેક રહો નહિ, મનથી રાખી લાજ.
વિદ્યા ભણીને કરવાં કાર્યો સૌ શ્રેયનાંરે,
ઈચ્છા રાખો કરવા હુન્નરનો પ્રકાશ;
બાજી હાથ થકી જાતાં પડશો બહુ દુઃખમાંરે. (૧૧)

સાખી.

પ્રણમી સદ્દગુરૂ રાજને, બુદ્ધિયબ્ધિ સુપસાય;
શિક્ષા સુંદર આ કહી, સિદ્ધ ક્ષેત્રની માંહ્ય.
**ગિરધર** સુત "દિલખુશ" ની શિક્ષા જે આરાધશેરે,
તેને મળશે **માણિક્ય** અમરાપુરનું રાજ્ય;
મેળવી મનુ જન્મને સિદ્ધ કામ પૂરણ થશેરે. (૧૨)

---

## दिलखुश उपदेशिक पद.

( રાગ ઝુલણા છંદ—પ્રભાતીયાંનો. )

ઉઠ લ્યા જીવડા, જંજાળથી જાગીને,
કેમ ઉંઘી રહ્યો અથિર જગમાં;
ક્યાંથી તું આવીઓ, જાઈશ તું ક્યાં વળી,
પ્રશ્ન પૂછજે તુંજ હૃદયમાં. ઉઠ૦ ૧
સંસારના ખેલમાં, સત્ય ક્યાં દેખતો,
કાર્ય કીધું તેં શું અહીં આવી;
લાડીને, ગાડીમાં, મોજ તું માણતો,
અજ્ઞાનથી દુઃખને સુખ લાવી. ઉઠ૦ ૨
વૈરી મોહના, પાસમાં તું પડયો,
માત, પિતા અને પ્રેમી દારા;
ભ્રાત ભગીની વળી, કુટુંબ આ મોહનું,

બંધાવશે કર્મના તુજ ભારા ઉઠો૦ ૩
સ્વાર્થે સૌ સાધવા, પ્રેમ બતલાવતા,
માન માયાની લગની લગાડી,
લાગે અમૃત મધુ, અજ્ઞાનતા ભાસથી,
કર્મ કે પાસ નાંખે ભમાડી ઉઠો૦ ૪
જીવિત આ જાણતું, સ્વપ્ન સમ લાગતુ,
સમય આવે જરૂર જાવુ;
આવીને જમ તણુ, તેડું ઉભુ રહે,
તે સમે દુખ દરિએ ડુબાવુ ઉઠો૦ ૫
આવીઓ તે સમે, એકલો તું હતો,
છોડી પણ એકલા તારે જાવું,
ધર્મ એક આવતો, મિત્ર પરભવ તણો.
તે વિના દુ.ખ આવે નઠારૂં ઉઠો૦ ૬
કુટુંબ વૈભવને, પરીવાર પ્રેમી સહુ,
મુકીને જીવડો ચાલી જાશે,
ધર્મ કીધો નહિ, લાભ લીધો નહિ,
દ્રવ્ય અધર્મનુ ધુળધાણી થાશે ઉઠો૦ ૭
પુણ્ય વિણ પ્રાણીઆ, જમ તુને ઝાલશે,
મુદ્દગરો મારશે, અતિ કષ્ટો આપી,
અવનીમા તેં જઈ, કામ ભુડા કર્યાં,
અધર્મે ચાલતા નીતિને ઉથાપી ઉઠો૦ ૮
કહે અલ્યા મૂરખા, સમે તુ શુ ગયો,
અહીંથી ધારીને મૃત્યુ લોકે;
ધર્મના બ્હાને તુ, ઠગ થયો જગતમા,
છોડીએ નહિ હવે રડીશ પોકે ઉઠો૦ ૯
માટે વિચારીને, હિત હૈયે ધરી,
કર ધર્મની સેવના શુભ થાશે,
બુધ્ધયબ્ધિ પસાયથી જિનધર સુતઆ,
"દિલખુશ" કહે ભવ દુખ જાશે ઉઠો૦ ૧૦

# ચડયા પડયાની સજ્ઝાય.

( શ્રી સીમંધર સાહિબ આગે એ દેશી. )

ચડયા પડયાનો અંતર સમજી, સમપરિણામે રહીએ.
થોડો પણ જીહાં ગુણ દેખીયે,
તિહાં અતિહિ ગહગહિયે રે લોગા ભોલવીયા મત ભુલો. ૧.
અંતર મુહરત છે ગુણ ૧વુઢી, અંતર મુહરત ઠાણી;
ચઢવું પડવું તિહાંથી મુનીને, તે ગતિ કિણહિ ન જાણીરે. લો. ૨.
બાહ્ય કષ્ટથી ઉંચું ચઢવું, તે તો જડના ભામા;
સંયમ શ્રેણી શિખરે ચઢાવે, અંતરંગ પરિણામારે. લો. ૩.
તિહાં નિમિત્ત છે બાહિર કિરિયા, તે જો સૂત્રે સાચી;
નહિં તો દુઃખદાયક પગ સાહમું, મોર જુએ જેમ નાચીરે. લો. ૪
પાસત્થાદિક સરખે વેષે, જુઠાં કારણ દાખે;
એકવીસ પાણી ખપ નહિ કરતાં, મીઠાં પાણી ચાખેરે. લો. ૫.
પરિચિત ઘરની ભિક્ષા લેવે, ન કરે તે સમુદાણી;
વસતિ દોષ ન ત્યજે કૃત્યાદિક, જિન આણી મન આણીરે લો. ૬.
વસ્ત્ર પાત્ર દૂષણ નવિ ટાળે, કરે પતિતનો સંગો;
કલહ વૈરની વાત ઉદીરે, મન માન્યું તિંહાં રંગે રે. લો. ૭.
હીણો નિજ પરિવાર વઢાવે, આપ કષ્ટ બહુ દાખી;
ચઢયો તેહને કેણીપરે કહીએ, સૂત્ર તિહાં નહિં સાખીરે. લો. ૮.
ન ગણે ઉત્તર ગુણની હાણિ, સૂત્રક્રિયામાં પંગુ;
દુઃખ સહેસ્યે જેમ ઉપદેશમાલે, બોલ્યો મથુરામંગુ રે. લો. ૯.
એકનું મૂલકારણ ચિંતવતા, આવે મોટું હાંસુ;
પંચમહાવ્રત કિંહાં ઉચ્ચરીયાં, સેવ્યું કુણનું પાસું રે. લો. ૧૦.
પહેલાં વ્રત જે જુઠાં ઉચરીયાં, તે તો નાવ્યાં લેખે;
ફરીને હવે તે ઉચ્ચરીયે, પંચલોક જેમ દેખેરે. લો. ૧૧.
મુનિને તો સઘળું સાચવવું, વાત ઘટે નવિ કૂડી;
શુદ્ધ પ્રરૂપકને તો જે જે, યતના તે તે રૂડીરે. લો. ૧૨.
પહેલાં મૂલગુણો જે હીણો ફરી દીક્ષા તે લેવે;
ચરણ અંશ હોયે તે તપ છેદે, ઉદ્યમ મારગ સેવેરે. લો ૧૩.

---

૧ વૃદ્ધિ.

એહવુ ભાષ્ય કહીઉ વ્યવહારે, તે તો મર્મ ન જાણે,
અધિકાહી બાહીર દેખાડી, મતવાલો મત તાણેરે લો ૧૪.
કહે તે શુદ્ધ કથક અજ્ઞાની ઉપધિ ઘણેરી ધારી,
દ્વિવિધ બાલ તે મારગ લોપી, ભાખ્યુ અગ આચારેરે. લો. ૧૫.
પાસત્થાદિક જાતિ ન ત્યજિયે, તો ઉચા કેમ ચઢીયે;
જ્ઞાનાધિક આણાએ રહીએ, તેહ સાથે નવિ વઢિયેરે લો ૧૬.
પાસત્થો પણ તેહને કહીએ, જે વ્રત લેઈ વિરાધે
ધુરથી જેણે વ્રત નવિ લીધા, તે સ્યો મારગ સાધેરે. લો ૧૭
સર્વશુદ્ધિ વિણુ પણ વ્રતયતના, શુદ્ધ કથકને છાજે;
ઇચ્છાયોગી આપહીનતા, કહેતો તે નવી લાજેરે. લો. ૧૮
કુસુમપુરે એક શેઠતણે ઘર, હેઠ રહીઓ સવેગી,
ઉપરી એક સવર ગુણહીણો, પણ ગુણનિધિ ગુણરંગીરે. લો ૧૯
સંવેગી કહે ઉપરિ છે તે, મહા મોકળો પાપી;
ગુણરંગી કહે જે વ્રત પાળે, તસ કીરતિ જગ વ્યાપીરે લો. ૨૦.
સવેગીના બાહ્ય કષ્ટથી, થયા લોક બહુ રાગી,
કો એક શુદ્ધ કથકના પણ, મતિ જેહની જ્ઞાને લાગીરે લો. ૨૧
ચોમાસું પૂરી બિહુ વિચરીઆ, તિહા આવ્યા એક નાણી,
બિહુમા અલ્પ અધિક ભવ કુણના, પુછે એમ બહુ આણીરે લો ૨૨.
જ્ઞાની કહે સવેગી નિદા કરી, ઘણા ભવ રૂલશ્યે,
શુદ્ધ કથક વહેલો શિવસુખમા, પાપ પખાલી ભલશ્યેરે. લો. ૨૩.
સુણી એહવું બહુ જન સમજ્યા, ભાવમારગ રૂચિ જાગી,
એ ઉપદેશપદે સવિ જોજો, તુમે હો જો ગુણના રાગીરે.લો. ૨૪.
શુદ્ધાચારી કલિમા વિરલા, શુદ્ધ કથક પણ થોડા,
ઇચ્છાચારી બહુલા દીસે, જાણે વાકા ઘોડા રે. લો. ૨૫
પાસત્થાદિકમા પણ સંયમથાન, કહીએ કોઇ હીણુ;
શુદ્ધ પ્રરૂપક વયણે શાસન, કહીએ ન હોયે ખીણુ રે લો. ૨૬
જિણ વિણ અછતુ ચરણ પણ કહીએ, હોય તે તો ઉદ્ધરીયે,
નવો મારગ જન આગે ભાખી,કહો કિણપરે નિસ્તરીએ રે લો ૨૭
સયમઠાણ વિચારી જોતા, જો ન લહે નિજ માપે,

તો જુઠું બોલીને દુર્મતિ, શું સાધે ગુણ પાખે રે. લો. ૨૮
સંયમ વિણ સંયતતા થાપે, પાપશ્રમણ તે ભાખ્યો;
ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પ્રરૂપક દાખ્યો રે. લો. ૨૯
સુવિહત ગચ્છ ક્રિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાય;
એહ ભાવ ધરતો તે કારણ, મુજ મન તેહ સુહાય રે. લો. ૩૦
શુદ્ધ દ્રવ્ય સંયત તે એણી પરે, ભાવચરણ પણ પાવે;
પ્રવચન વચન પ્રભાવક તેહના,સુરપતિ પણ ગુણ ગાવે રે. લો.૩૧
શુદ્ધ કથક વચને જે ચાલે, મૂલ ઉત્તર ગુણ ધારી;
પ્રવચન ક્ષમાદિક રંગે લીના, તે મુનિની બલિહારી રે. લો. ૩૨
પૂજનીક જ્ઞાને જ્ઞાનાધિક, સંયત ચરણ વિલાસે;
એકે નહિ જેહને બિહુમાં, કેમ રહીએ તસ પાસેરે. લો. ૩૩
જેમ જેમ પ્રવચન જ્ઞાને ઝીલે, તેમ સંવેગ તરંગી;
એહ આવસ્યક વચન વિચારો, હોજો જ્ઞાનના રંગીરે. લો. ૩૪
જેમ જેમ પ્રવચન વચન વિચારી, હુઓ જ્ઞાનનો રંગી;
જ્ઞાની જ્ઞાન અભેદોપચારે, તેમ તેમ જ્ઞાનિનો સંગીરે. લો. ૩૫
જ્ઞાનાધિકના ગુણ જે દૂષે, કષ્ટ કરે અભિમાને;
પ્રાયે ગંઠી લગે નવિ આવ્યા, તે ખુતા અજ્ઞાને રે. લો. ૩૬
તેહની કષ્ટ ક્રિયા અનુમોદે, ઉન્મારગ થિર થાપે;
તેહથી દુર્ગતિના દુઃખ લહિયે, પંચાશક કહેવાયે રે. લો. ૩૭
કુલ ગણ સંઘ તણી જે લજ્જા, આપછંદતા ટાલે;
પાપભીરૂ ગુરૂઆણાકારી, જિનમારગ અજુઆલે રે. લો. ૩૮.
જ્ઞાનાધિકની દીક્ષા લેખે, કરે તસ વયણે પરખી;
બીજાની ષોડશકે ભાખી, હોલીનૃપ ઋદ્ધિ સરખી રે. લો. ૩૯.
જ્ઞાનાધિકનો વિનય ન કરે, શ્રી જિનવર દુહવાય;
વિનય ભેદ સમજે તે કિંકર, જ્ઞાનવંતનું થાયે રે. લો. ૪૦.
તે માટે જ્ઞાનાધિક વયણે, રહી ક્રિયા જે કરશ્યે;
અધ્યાતમ પરિણતિ પરિપાકે, તે ભવસાયર તરશ્યે રે. લો. ૪૧.
વાચક જસવિજય એમ દાખે, શીખ સર્વને સાચી;
પણ પરિણમશ્યે તેહ તણે મન, જેહની મતિ નવિ કાચી રે. લો. ૪૨.

## ठगभक्तोनी वगभक्ति.

જપતી પ્રીતમની જપમાળ—એ રાગ.

ભગત જગત ઠગ થઇ નિજ સ્વાર્થમાં કોઈ રહે મન રાજી,
અવળી દુનીયાંની બાજી, સમ ભાજીઆજી, (૨) જ્યા ત્યા;
બગભક્તો મતમતના કાજી, ભગત જગત ઠગ થઈ એ ટેક

**સાખી**—છાતીમા કાતી રમે, મુખ મ ગળ બગ ધ્યાન,
માળા કર લાંબા હૃદયે, માયામા મસ્તાન.
રામા રગે રહે રાજી, મમતા મન ઝાઝી (૨) જ્યા ત્યા

**સાખી**—ગપ્પા મારે વ્યાસજી, ગાન તાન ગુલતાન,
રાસલીલા છાની રમે, જેમ ગોપીમા કા'ન
ઠગમા ઠગબાજી તાજી, ભોળા કહે હાજી. (૨) જ્યા ત્યા

**સાખી**—પરોપદેશે પડિતો, જાય કુપથે શ્વાન,
બુડે બુડાડે અન્યને કાણી નાવ સમાન
એવા ઉપદેશક પાજી, જનની જલસાજી (૨) જ્યા ત્યાં

**સાખી**—સાચો બાહ્યાતર રહી, દે સાચો ઉપદેશ,
સાંકળચદ વીરલા જડે, રાગ દ્વેષ નહિ લેશ.
રહેણી કહેણી સૌ સાચી, જીતે ભવબાજી (૨) જ્યા ત્યા

---

## परोपदेशे पांडित्यम्.

લાવણી.

કોઇ પરને દે ઉપદેશ, ન ચાલે લેશ, જાય પતીયારો,
એ સત્ય સુધારો કે કુડો કુધારો ટેક.
સૌ સ્વારથીઓ સંસાર, સકળ વ્યવહાર, સ્વાર્થથી ચાલે,
પરમાર્થ મિષે નિજ સ્વાર્થ સાધવા મ્હાલે,
કહે પુનર્લગ્ન આદરો, દુ:ખ પરહરો, ગરીબ વિધવાનુ,
લાકડે માંકડું જોડી દીએ છાનું,
નિજ ઘરમા વિધવા રડે, ખુણામા મડે, લક્ષ નહિ યારો એ સત્ય. ૧
કોઇ કુળાચાર પરહરે, પ્રગટ ઉચ્ચરે, પથ્થર નહિ પૂજે,

શું સરશે એથી કાજ દેવ કોઈ દુજો;
મૃત્તિકાની મૂર્ત્તિ કરે, મંત્ર ઉચ્ચરે, પૂજે બગ ધ્યાને,
એ પ્રપંચ પાપી તણો ઠગે દુનીયાને;
પોથીનાં રીંગણાં તણી, વાત એ બણી, બોધ નહિ સારો. એ સત્ય. ૨
કહે દેશી કપડાં ધરો, ઉત્તેજન કરો, દેશધંધાને,
એ વાત ઘણી ઉપયોગી કહી બધાને;
પણ વસ્ત્ર વિદેશી ધરે, મોજમાં ફરે, ફીકર નહિ પરની,
એ શિક્ષા ગુણ કયમ કરે, ધુતારા નરની;
સાંકળચંદ શિક્ષા ખરી, અમલમાં ધરી, આવજો યારો,
એ નહિ કુધારો પણ સાચો સુધારો. એ સત્ય. ૩



## શિયળવંતોનું પ્રાતઃસ્મરણ.

લબ્ધિવંત ગૌતમ ગણધાર, બુદ્ધિએ અધિકા અભયકુમાર;
પ્રહ ઊઠીને કરી પ્રણામ, શિયળવંતનાં લીજે નામ. ૧
પહેલા નેમિ જિનેશ્વરરાય, બાળ બ્રહ્મચારી લાગું પાય;
બીજા જંબુકુંવર મહા ભાગ, રમણી આઠનો કીધો ત્યાગ. ૨
ત્રીજા સ્થુલી ભદ્ર સાધુ સુજાણ, કોશ્યા પ્રતિબોધી ગુણ ખાણ,
ચોથા સુદર્શન શેઠ ગુણવંત, જેણે કીધો ભવનો અંત. ૩
પાંચમા વિજય શેઠ નરનાર, શિયળ પાળી ઉતર્યાં ભવપાર;
એ પાંચેને વિનતિ કરે, ભવ સાયર તે વહેલા તરે. ૪

---

## મનને ઉપદેશ.

ધીરાની કાફીનો રાગ.

મનવાજી મહારાજારે, વિચારીને રાજ્ય કરો;
દેશ તમારા આઆરે, જીતી જીતી કબજે કરો.
ક્રૂર ભયંકર ક્રોધ ભોમિએ, છિનવ્યો શાન્તિ દેશ;
રસ કસવતી પૃથ્વી છે જેની, તેના તમો નરેશ.
માટે એ મેળવવારે, હૈયામાંહિ હામ ધરો. મનવાજી. ૧

હિંસા ચોરે લૂટી લીધો, અહિંસા કોય અનુપ,
પૈસા વિણ પાયમાલ થયા છો, હાલ ભિખારી ભુપ.
પોઢે ? કયમ પાલવશેરે, લગભગ આવી પહોચ્યો મરો.મન૦ ૨
સુખ દેનારી પ્યારી તમારી, નિવૃતિ જે નાર;
પ્રવૃત્તિના ફન્દે ફસીને, ત્યાગી છે આવાર.
જરા વિચારી જોશોરે, તુટયો નિર્મળ જળનો ઝરો. મન૦ ૩
જપ તપ યમ નિયમાસન સાધન, પ્રિયકર પ્રાણાયામ,
એ સર્વે પરિવારો તમારે, કીધો ફના તમામ;
દુઃખનો છે આ દહાડોરે, રાજ્ય પ્રાપ્તિને પથ પરવરો.મન૦ ૪
મોઘામા મોઘો આ માનવ, જન્મ સમયનો જોગ,
જ્ઞાન ખડગ લેઇ કર મધ્યે, કાઢો કરમના રોગ
સ્વાત્મ જ્ઞાનની સહાયેરે, અજીત દુઃખ સિંધુને તરો મન૦ ૫

---

## सफळ जीवन करवा विषे.

ગઝલ

કરી ઉદ્ધાર જ્ઞાતિનો, અમર યશ તો તમે લેજો,
સુધારા જ્ઞાતિના માટે, જીવન અર્પી તમે દેજો ૧
પડયા છો ઘોર નિદ્રામા, જરા જાગી તમે જોજો,
ભણાવા જ્ઞાતિ બાળોને, જીવન અર્પી તમે દેજો ૨
નકામું છે નકામુ છે, વિનાયશ, આ જીવન આખુ,
બનાવી તેહને ઉજ્વળ, જીવન અર્પી તમે દેજો ૩
પડી સૌ સ્વાર્થ બંધનમા, બન્યા છો દાસ ઓરતના;
ઉરે કર્ત્તવ્ય સમજીને, જીવન અર્પી તમે દેજો. ૪
સ્થપાવી પાઠશાળાઓ, કરો ઉદ્ધાર જ્ઞાતિનો,
કહે સુર ઇંદુ બંધુઓ, જીવન અર્પી તમે દેજો. ૫

---

## स्त्रीने शिखामण.

મંદા ક્રાન્તા છંદ.

વ્હાલી બેની ! પતિ રિઝવતી, સુંદરી તેહ સાચી,
વાતે વાતે, પતિ પજવતી, પાપણી એ પિશાચી,

જેને અર્પ્યું, તન જીવન તે, સ્વામીના સુખ દુઃખે,
રાચી રે'વું મન વચનને, કાય એકત્ર યોગે. ૧
સ્વામી સાચું, ભુષણ ગણવું, સર્વ છે તાસ પ્રેમે,
સોને હાંકી, પ્રીત ન પતિની, ધિક્ક એ હેમ ખેમે;
પ્રેમે પૂજે, સુભગ પ્રમદા, સ્વામીને સ્વર્ગ આપે,
આ સંસારે, વિષમ પથના, તાપ સંતાપ કાપે. ૨
દેવી સીતા, જનક તનયા, કાં ગયા રામ સાથે,
તારા દેવી, પતિ વચનથી, થાય વેચાણ હાથે;
ત્યાગી તોયે, ભીમક તનયા, સ્વામીને મેળવે છે,
એ દૃષ્ટાંતો, ભગિની તમને, शुं कहो केळवे छे ? ૩

---

## मनुष्यनुं कर्तव्य.

( સરસ્વતીચંદ્ર નાટકમાંનો—પરણીને પસ્તાવું–એ રાગ )

જન્મીને મરવું, વળી પાછું અવતરવું,
ઊંધે મસ્તક અદ્ધર લટકવું,
લખ ચોરાશી ફરવું. એવા દુઃખથી ડરવું રે,
ધ્યાન પ્રભુનું ધરવું. ૧
ક્રોધ માન મદ માયા મસ્તર, લોભે પરધન હરવું,
કુમતિવશ કામાંધ બનીને, પર રમણીથી હળવું;
એવા દુઃખથી ડરવું રે, ધ્યાન૦ ૨
પ્રપંચ પાસે વિશ્વાસીને, લાલચ દઈ છેતરવું,
ચોરી ચાડી ચુગલી કરવી, જુઠું મુખ ઉચ્ચરવું.
એવા દુઃખથી ડરવું રે. ધ્યાન૦ ૩
મોહ મદિરા પાન કરીને, નહીં કરવાનું કરવું,
નિંદા ઇર્ષા હિંસા કરીને, પેટ પાપથી ભરવું.
એવા દુઃખથી ડરવું રે. ધ્યાન૦ ૪
સત્ય ક્ષમા સંતોષ દયાથી, પરહિત કરી દુઃખ હરવું,
સદાચારના સરળ પંથમાં, સાંકળચંદ સંચરવું;
એવા ગુણથી મરવું રે, ફરી ફરી નહીં અવતરવું. ધ્યાન૦ ૫

---

## મન અને માયા.

મનડુ આ મરકટ સમુ, દે તનડામાં દોટ,
જીવ મદારી જોઈ રહ્યો, ચલવે અવળી ચોટ.
ચલવે અવળી ચોટ, વશ નવ કીધુ તેથી,
ઊલટો વશ થઈ રહ્યો, મદારી જો મર્કટથી
કે છે દિલખુશ દાસ, ટળી જાશે આ તનડું,
ત્યારે ટળશે દેહ, અરે ! મર્કટ સમ મનડુ. ૧
સાચી માયા સૃષ્ટિની, માની બેઠા જેહ,
તેહીજ જન પરલોકમા, પામ્યા પૂરણ છેહ
પામ્યા પૂરણ છેહ, ઠગનારી માયાથી એ;
અંધ થયો અજ્ઞાન, તજી અમૃત વિષ પીએ.
કે છે દિલખુશ દાસ, જગત્ ઝાખુ છે દૃષ્ટિ,
સાચી સમજણ શોધ, માયા સાચી નહિ સૃષ્ટિ ૨
માયા માયા શુ રટે, માયા ઠગણી જાણ,
માયાના મોહે કરત, નરકે નાખે પ્રાણ
નરકે નાખે પ્રાણ, હાણ એ મોટી હરદમ,
વિચારી જો તું જીવ, ચતુરાઇ ચલવી ચોગમ
કે છે દિલખુશદાસ, કહો શુ અહી કમાયા,
કર્યુ ખોટનું કામ, રટે શુ માયા, માયા ૩
માયાની આ મોહની, વીટાણી ચોપાસ,
જ્યા જોઈએ ત્યા એહનો, દેખાયે આભાસ
દેખાયે આભાસ, પાસ એ બાધી બેઠી,
અજ્ઞાનીને ઉર, હઠીલી થઇને પેઠી
કે છે, ફર્ફુન્દાસ, જ્ઞાનીઓ નવ લોભાયા,
છાઈ રહી જગમાહી, દીલખુશ મોહન માયા. ૪

---

## મોહજાળ તોડવા વિષે.

( શાર્દૂલ વિક્રીડિત. )

મેડી માળ મહેલ અર્ધાગનાને મુકી જવુ નીકળી,
સંબધી જન સ્વાર્થ અર્થિ સગાઓ અંતે રહે વેગળા,

વાડી ખેતર બંગલા બગી વળી છાજે છજા ગોખડા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૧
કાયા જોબન કાંઇ નિશ્ચળ નહીં ભાઇ તને શું થયું,
મારૂં માન્યુ મમત્વથી મન વિષે વાયે જશે સૌ વહ્યું;
નીદ્રાને પરમાદમાં પરવર્યું તારૂ ગયું તોરમાં,
જાગી જો નર મોહ જાળ સઘળી, તૈયાર થા તોડવા. ૨
સારૂં ઉત્તમ આ શરીર જરતે હાથે મલ્યું હારમાં,
ઓચીંતો અકળાવશે ધસમસી માથે ફરે કાળ આ;
આધિ રોજ ઉપાધિ વ્યાધિ વધશે ભજે પછી દોડવા,
જાગી જો નર મોહ જાળ સઘળી તૈયાર થા તોડવા. ૩
ભોળી ન્યાલ થયો ભલે ભુવન તું રાચીશમાં રોબમાં,
આયૂ ચંચળ ચેતજે પળ પળે છીજે તને છોડવા;
પુત્રાદિ પરિવાર સાર સમજી શાને પડયો મોજમાં,
જાગી જો નર મોહ જાળ સઘળી તૈયાર થા તોડવા. ૪
શી તારી ગતી મંદ આ શિથિળતા મારી ગઇ છે મતિ,
ધાર્યું ધૂળ થશે સહી પલકમાં શક્તિ કરોને છતી;
પારાધિ કદી આવીને પકડશે સંતાય કયાં સોડમાં,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૫
માટે બંધન પાસમાં ફસી પડયા ઉપાય શોધી કરો,
છૂટો છૂટી શકાય જો કળબળે છૂટે થકી છૂટકો;
બાજી છે હજી હાથ ઊઠ મુરખા ખામી ખરી ખોળવા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૬
મર્દાની અભિમાની માનિ અમથી વાહ્યો જશે વાજમાં,
બા'દુરી બજવાય તો શીદ રહે આ આળ પંપાળમાં;
હાથે સૌ હથિયાર હામ ધરીને ધૂમો અરિ ફોજમાં,
જાગી જો નર મોહ જાળ સઘળી તૈયાર થા તોડવા. ૭
જાયા ને જનની પ્રિયાજનક સૌ માયા રચી માનવી,
તત્વે તંત નહીંજ તુત સઘળું રે, ચેતજે માનવી;
દેખાયે ભપકો બધો ઉપરનો છે છારના છોડવા,
જાગી જો નર મોહ જાળ સઘળી તૈયાર થા તોડવા. ૮

## પ્રભુ પ્રાર્થના.

શિખરિણી.

અમારી વાણીમા, નિશદિન પ્રભો સત્ય મુકજો,
મતિ સારી દેજો, હિતકર પથે દાસ વહજો,
સ્વધર્મે સુ પ્રીતિ, વિમુખ અપકૃત્યોથી કરજો,
સ્વીકારો પર્માત્મન્, શિશુજનની આ નમ્ર ભિખ જે.

---

## મનુષ્ય દેહનું કર્તવ્ય.

( લે૦—માસ્તર કુબેરલાલ અંબાશંકર ત્રિવેદી )

દ્રુતવિલંબિત વૃત.

શિશુપણું રમતે રમતે ગયુ, ન નિજનું શુભ શ્રેય કશું થયુ,
તરૂણતા વળિ છે બહુ આકરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
મદન તે સમયે તુજને દમે, મન સદા પરદાર વિષે રમે;
વિનય જાય બધો જન વિસરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
ધન ધરા પરના હરવા ગમે, વિષયભોગ તણા સુખમા રમે,
સુખદ શાતિ કરી ખર તે પરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
ઘડપણે તને જીર્ણ બધુ થયુ, સકળ ઇન્દ્રિયનું બળ તો ગયું;
તદપિ આશ ન જીર્ણ જરા કરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
મરણ ત્યા તુજને ઝડપી ગયુ, અરર ! આમ વૃથા તન આ ગયુ,
પ્રણયથી ન ભજ્યા કદિ તે પ્રભુ, નહિ મળે નર દેહ ફરી ફરી.
કર થકી કરને શુભ કામને, નિશદિને રટને વિતરાગને,
કર વિચાર અરે ! જન તું જરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
વચન સત્ય સદા વદતું મુખે, નકર હર્ષ કદી પરને દુઃખે,
સુખ લહે પરતુ શુભ તુ કરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
હરખ શોક તજી સુખ દુઃખનો, કર વિચાર અહોનિશ તત્વનો,
ન કર તું મદ યૌવનનો જરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
ધર ક્ષમા નય નીતિ અને દયા, નહિ મળે દિવસો કરથી ગયા,
દુર રહે બહુ દુર્ગુણથી ડરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
વરત સર્વ વિષે સમભાવથી, ભજ નિવૃત્તિ સદા બહુ ભાવથી,

ન કર દ્વેષ કદી પરનો જરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
કર નિરોધ સદા મનનો કળે, તન તણા છ રિપુ હણને બળે;
શમ દમાદિક વસ્ત્ર કરે ધરી, નહિ મળે નર દેહ ફરી ફરી.
વિષયને વિષ તુલ્ય પછી ગણી, નધર આશ કદી જન તે તણી;
કર પ્રયત્ન ભવાબ્ધિ જવા તરી, નહિ મળે નર દેહ ફરી ફરી.

## संसार चित्र.

મારા મનના માલીક મળીયારે, થઇ પ્રેમ વશ પાતળીયા!–એ રાગ.

જીવ ભમરા ડાહ્યા ડમરા રે, આવે ન સાથે દમડા. ટેક.
રાય રંક સૌ ખાલી હાથે, આવ્યા તેમ ગયા ઉડી;
કોઇ સાથ ન ગઇ છત મુડી, પણ માયા મમતા ભુંડી;
જીવ તજે ન આશો કુડી. જીવ૦ ૧
તન ત્રોડી પાઇ પાઇ કરી ભેગી, મંદિર માળ ચણાવે;
તે સાથે કાંઇ ન આવે, પ્રિયા પોળથી પતિને વળાવે;
સુત ખાલી હાથ બતાવે. જીવ૦ ૨
ચિંતે ઓર ને બને ઓર અહા ! પ્રતિકુળ દૈવ પ્રભાવે;
ત્યાં તારૂં જોર ન ફાવે, પણ રહે ન આત્મ સ્વભાવે;
નિત્ય આર્ત્ત રૌદ્ર મન ધ્યાવે. જીવ૦ ૩
કુડ કપટ છળ ભેદ કરીને, પાપ પોટલો બાંધો;
સાંકળચંદ સાધ્ય ન સાધે, ઉંડા ભવોદધિ અગાધે;
ડૂબે નારક દુઃખ વાધે, ત્યાં પિડે પાપી જમડારે;
આવે ન સાથે દમડા. જીવ૦ ૪

## मनुष्य जीवननुं रहस्य प्राप्त करवा प्रभु प्रार्थना.

( ગઝલ—કવ્વાલી. )

જીવનના હેતુઓ જાણી, સદા સમભાવથી રહેવા;
ઉચિત કર્તવ્ય દૃષ્ટિથી, વિશુદ્ધિ માર્ગ સંચરવા. ૧
કરી નિષ્કામ કર્મોને, અધર્મો દૂર કરવાને;
ભયા શંકા વિકારાદિ, થકી મુક્તિ સજાવાને. ૨

અચળ સંકલ્પને ધારી, ધરી સ્થિરતા અડગબળથી;
સદા એ આત્મભાવોને, સ્મરણ કરવા પ્રતિપળથી ૩
પ્રભુ પ્રીતિ તણા રંગો, તણી ઉજ્જવળ પ્રભા ધરવા,
મલિનતા કલાતિ ગ્લાનિથી, જીવનને સદ્ય ઉદ્ધરવા. ૪
અમોને અર્પજો બળ એ, વિભો! આત્મિક ખજાનાથી;
અખૂટ છે આપ સાન્નિધ્યે, લહો આશિષ બાળકની. ૫
ફતેહચંદ.

## પ્રબોધક પદ.

રાગ ભૈરવી—આખી આલમને ઠગનારી–એ રાગ.

મન ભમરા ભૂલ્યો ભવ બાજી, જગ જંજાળથી રહ્યો રાજી–ટેક.
[1]અલી [2]કજ પાયો, મોહે મુઝાયો, (૨) કાળ મતંગ[3] મુખ ઝડપાયો;
મનકી રહી મનમાંજી, મન ભમરા. ભૂલ્યો૦ ૧
નીર ન પાયો, તીર ન પાયો, (૨) મસ્ત હસ્તી ભવ[4] કીચ ફસાયો,
વ્યર્થ કરે પતરાજી, મન ભમરા ભૂલ્યો. ૨
[5]વ્યાલ વિંટાયો ભવ કુપ પાયો, (૨) [6]મધુ બિંદુમા મન લલચાયો,
અધર રહ્યો તરૂ બાઝી, મન ભમરા ભૂલ્યો ૩
આધિ ઉપાધી વળી [7]વપુ વ્યાધિ, (૨) રહી ન સમાધી સુકરણી ન સાધી,
હાર્યો બાજી પાજી, મન ભમરા ભૂલ્યો ૪
ભવ આથડીયો પુણ્ય પ્રબળીયો, (૨) નરભવ ચિંતામણી કર ચડીઓ,
કાગ ઉડાડે ગાજી, મન ભમરા ભૂલ્યો ૫
કર શુભ કરણી ભવ નિસ્તરણી, સાંકળચંદ સમય અનુસરણી,
બાજી કર બધી તાજી, મન ભમરા ભૂલ્યો. ૭

## ધર્મ પ્રશંસા.

શાર્દૂલ વિક્રીડિત.

જ્યાં ગુંજે મુનિ ભૃંગ રંગ ધરતા ગુંજારને જ્ઞાનના,
જ્યાં સત્ શ્રાવક પક્ષીઓ, મધુરવો કર્તા સદા તાનના;

૧ ભમરો. ૨ કમળ, ૩ હાથી, ૪ ભવ–કાદવ, ૫ સાપ, ૬ મધનું ટીપું, ૭ શરીર

ખીલ્યા બોધ તરૂ સુપલ્લવ ધરી સમ્યકત્વ પુષ્પે ભર્યા,
તે ધર્મો પવને રહ્યા જન સહુ સંસાર વારિ તર્યા. ૧

ગીતિ.

સમ્યકત્વ સત્ય સદ્ગુણ, સામ્ય સદાચાર સર્વ જન સેવા;
સકાર ષટ્ તે સેવો, મલશે તેથી ભવે મધુર મેવા. ૨

## अनित्यता दिग्दर्शन.

હાય થઇ અતિ હાનિ-એ રાગ.

રહ્યું અમર ન કોઇ જારી, કરે શીદ મારા મારી-રહ્યું ટેક.
બાળ કાળ જીવ સરલ પણાથી, વ્યતિત કરે સુખવાસ;
પછી વિદ્યાભ્યાસ પિપાસ, (૨) વિનોદ વિલાસ.
મસ્ત યારી........રહ્યું. ૧

તરૂણ પણે જર જમીન જોરૂની, લાલચમાં લપટાય;
કરી પ્રપંચ મન મલકાય, (૨) પ્રભુ ન ભજાય.
મોહ ભારી........રહ્યું. ૨

વૃદ્ધ પણે મન ગાત્ર ગળે પણ, આશા નદી ઉભરાય;
અંતે તે ભવો દધિ માંહ્ય, (૨) વિલય થઇ જાય.
ગતિ ન્યારી........રહ્યું. ૩

ક્ષણમાં ભસ્મ થનાર પતંગીઓ, કેમ ઉડે આકાશ ?
ચળકે કુશ બિંદુ પ્રકાશ, (૨) નિમીષમાં નાશ.
થાય વા'રી........રહ્યું. ૩

વાસ્તવિક સ્થિતિ જીવનની એવી, પડે ન પાર ઉમેદ;
પણ મોહ કષાયથી ખેદ, (૨) કરે છળ ભેદ.
રાત દા'ડી........રહ્યું. ૫

જીવન રેખા ચંચળ જાણી, ભજ પ્રભુ નામ અખંડ;
કર સુકૃત સાંકળચંદ, (૨) સદા આનંદ.
લહો ભારી........રહ્યું. ૬

## સદ્બોધ.

( લે૦-કુબેરલાલ અ આશંકર ત્રિવેદી-ભાવનગર. )

ગઝલ.

સદા સંસારમા શાણા રહો, સંપી સહુ સાથે,
છીએ મેમાન ઘડી બે ના, નથી અમરત્વ કો, માથે
ખબર પલની નથી પડતી, મમત ત્યાં શું મુરખ બાધો,
જવુ છે છોડીને સર્વે, તજી દયો વેર ને વાધો.
નજીવી બાબતો માટે, નકામા શુ મરો બાધી,
સુખી જીવન કરો દુ ખી, વૃથા શીદ વ્હોરીને વ્યાધી.
મળ્યો છે દેહ માનવનો, પ્રભુની ભક્તિને કાજે;
કલહ કંકાસમા જોરો, ન એ તો સુજ્ઞને છાજે.
વિભવ ધન ધાણુને દારા, નથી ચિર કાળ રે'નારા;
વધારો છો વિરોધોને, અરે તે માટ કયા પ્યારા.
કરો છો સર્વની સંગે, અરે વિખવાદ શું ઠાલો,
પીવા ઉત્સુક કા થાઓ, વિષમ કડવાશનો પ્યાલો.
હશો વૈરી થશે વૈરી, હશો બધુ થશે બધુ,
ઉદારોને દીલે તો છે, ખરે બંધુ જગત મધુ
સહુનુ શ્રેય જો ચ્હાશો, સહુ તમ શ્રેયને ચા'શે,
અહિત ચ્હાતા, તમારૂ તે, અહિત કરવા તુરત ધાશે
અહિત હિતના વિચારોનો, મનોમન સાક્ષી છે આત્મા
ચહો હિત જો તમારૂં તો, કરી હિતને સદા રાચો.
ધરી તન માનવીનું જો, અવર ઉપકાર ના કીધો,
નહિ એ માનવી તેણે, પશુ અવતાર જગ લીધો.
કરો પરમાર્થમા પ્રીતિ, પ્રભુ પરમાર્થમા રાજી,
પરાયા દુ ખ દેખીને, દુ ખી થાઓ દિલે દાઝી.
યથા શક્તિ કરો યત્નો, પીડા પરની દુરે કરવા,
દીઓ તન ધનને અર્પી, અચળ યશ વિશ્વમા ભરવા.
મળે કે ના મળે બદલો, કરો પરવા નહીં તેની;
થશે તમ પુણ્ય ખાતામા, પ્રભુને ઘેર જમા એની.

## विषय सुख स्वरूप.

ગઝલ.

વિષય સુખ અભ્રની છાયા, વિષય સુખ મોહીની માયા;
વિષય સુખ ઝેરની પ્યાલી, પીવાથી જન જતા ચાલી. ૧
વિષય સુખ માટીનો ગોળો, વિષયમાં સુખ શુ ખોળો,
વિષય સુખ કાચનો સીસો, વિષય સુખ કલ્પના કીસ્સો. ૨
વિષય સુખો મહા દુ ખ છે, વિષય સુખમાહી કયા સુખ છે?
વિષય સુખ પાણી પરપોટો, વિષય સુખ રોગ છે ખોટો. ૩
વિષય સુખ ગીલ્ટથી ભરીયું, વિષયથી કોઇ નથી તરીયું;
વિષય મૃગ તૃષ્ણાકા પાણી, વિષય સુખ સારૂ ધૂલધાણી ૪
વિષય સુખ પાણીનો રેલો, વિષય સુખ પખીનો મેળો;
વિષય સુખ વિજળી જાણો, વિષય સુખ સહ પરમાણો. ૫
વિષય સુખ મોહ પ્રગટાવે, વિષય સુખ ભક્તિ અટકાવે,
વિષય સુખ જન્મને આપે, વિષય સુખ મૃત્યુને આપે. ૬
વિષય સુખ રોગ છે વામા, ઉપરથી કૂટડી રામા;
છુટે નહી છોડવામા તે, પછી અકળાય જીવ પોતે. ૭
વિષય સુખમાહી ઝકડાયા, વિષય સુખમાહી પકડાયા,
છુટે નહી છુટતામા તે, પછી અકળાય જીવ પોતે ૮
વિષય સુખ ઝેરના લાડુ, વિષય સુખ ચોરનું ગાડુ,
વિષય સુખ ઘેન વિકારી, તજે તે છે અધિકારી ૯
વિષય સુખ સ્વપ્નની સૃષ્ટિ, વિષય સુખ કષ્ટની વૃષ્ટિ,
વિષય સુખને જીતો ભ્રાતા, અજીત થઇ થાય સુખ શાતા. ૧૦

---

## " क्षमाचना. "

ગઝલ.

ક્ષમા યાચુ જગતની હુ, હૃદયના પાપ હરવાને,
દયાના ધોધમા ન્હાવા, ક્ષમા યાચું દયા યાચુ.
કર્યો ઉપકાર ના જનમા, અરે! ઉપકાર પર અપકાર;

લીધો ના ન્યાયનો રસ્તો, ક્ષમા યાચું દયા યાચું.
નિરર્થક રોષ ને ઈર્ષા, સગાંઓ સ્નેહીની સાથે;
કટુ શબ્દો કીધા તેની, ક્ષમા યાચું દયા યાચું.
કીધી ના ધર્મ ઉન્નતિ, પ્રમોદે હું રહ્યો સુતો;
ગુરૂ વય અન્યની નિંદા, ક્ષમા યાચું દયા યાચું.
જગતને ધર્મના સુત્રો, ભુલીને પાપમાં ચાલ્યો;
ગરીબોને રીબાવ્યા મેં, ક્ષમા યાચું દયા યાચું.
ક્ષમા સાગર પ્રભુ મહાવીર, તણા સુત્રો ધરીને દીલ;
જગવવા આત્મની જ્યોતી, ક્ષમા યાચું દયા યાચું.

---

## પ્રેમ સ્તવન.

( લેખકઃ—મહેતા મગનલાલ માધવજી જૈન બોર્ડીંગ,–અમદાવાદ. )

છે સકલ વસ્તુનો સાર એક આ પ્રેમમાંરે....
પ્રીતીની કેફમાં રે.—છે સકલ.
સત્ય પ્રેમમાં સ્વર્ગ વસે છે, રમ્ભા ઉર્વશી નૃત્ય કરે છે;
વખત પ્રસારે સ્નેહી આનંદ રેલમાં રે. છે સકલ.
છલબલનું જ્યાં નામ મળે નહિ, સરળતા ઝરણુંજ ઝરે તહિં;
હૃદય હૃદય આલીંગે પૂરણ પ્રેમથી રે. છે સકલ.
અપૂર્વ આનંદમાં રેલાયે, હર્ષ ઝુલણે નીત્ય ઝુલાયે;
રસ બસ થઇ રંગે નીત્યે રેલાય છે રે. છે સકલ.
પ્રેમ પવીત્ર વસ્તુજ દીસે છે, મુક્તિનું ઉત્તમ સાધન છે;
પ્રેમ વિનાનું હૃદય કઠીન પાષાણ છે રે. છે સકલ.
સ્નેહ સાંકળ પ્રભુથી જોડાવે, ઉચ્ચ વૃત્તિઓ મનમાં સ્થાપે;
અનેક દુઃખો પણ પ્રેમીને સુખ છે રે. છે સકલ.
પ્રેમ તત્વમાં જળહળી ઉઠતું, એક તત્વ આત્માનું ભાળું;
સ્વ સ્વરૂપ સમ નિત જો તું અખિલ બ્રહ્માંડને રે. છે સકલ.

---

## અધ્યાત્મ-પદ.

કાયાનો રંગ કાચોરે, રૂપે શું મન રાચ્યો રે—એ રાગ.
ઉડી જવુ ભમરા રે, આવે ન સાથ દમડા રે, જિનરાજ ભજો-ટેક.
આજ કાલ કોઇ વરસ છ માસે, જરૂર જીવડા જાવુ;
અમર પટો કોઇએ નથી આણ્યો, શુ છત લેઈ છલકાવું ?
જુવે ન વાટ જમડા રે, ઉડી જવું ભમરા રે,
આવે ન સાથ દમડા રે. જિન. ૧
લાડી વાડી ગાડી વહાલી, કાયા માયા કુડી,
બાજીગર બાજી સકેલી, જાય પડી રહે સુડી;
અરે ડાહ્યા ડમરા રે, ઉડી જવું ભમરા રે,
આવે ન સાથ દમડા રે. જિન. ૨
વાદળ ગોટો જળ પરપોટો, ખેલ જગતનો ખોટો,
સાકળચદ સમય પર આવી, કાળ પકડશે ટોટો,
રહ્યા અમર નહિં અમરા રે, ઉડી જવું ભમરા રે,
આવે ન સાથ દમડા રે. જિન. ૩

---

## શ્રી વીરપ્રભુ-સ્તવન.

( કવ્વાલિ. )

સુણો મહાવીર જિન સ્વામી, તમે ભવસિન્ધુ તારક છો,
કહું હું કર્મની કહાણી, અમારી આમ બાબત છે ૧
બને છે લોકા લોકે તે, તમે જાણો છો વિજ્ઞાને,
છતા કહું વાત વિતક એ, અમારી આમ બાબત છે. ૨
તજી સ્વરૂપ હું પોતે, રચ્યો પર પુદ્ગલો માહિ,
વિષય તૃષ્ણા તણા જોરે, અમારી આમ બાબત છે. ૩
ત્યાં આશ્રવ બંધનના કૃત્યો, પરત્વે રૂચી મારી છે,
ભ્રમણ મિથ્યાત્વ ભાવે ત્યાં, અમારી આમ બાબત છે. ૪
છુપાવા અવગુણો મારા, કરૂં જિન ધર્મ કરણીને;
છતા અવગુણ તજીએ ના, અમારી આમ બાબત છે. ૫
છે દૃષ્ટિ રાગનો ત્યા પોષ, ગણું સમકિત એ મારૂં,
નહિં સ્યાદ્વાદની સેવી, અમારી આમ બાબત છે. ૬

ચપલ સ્વભાવી મન તણું આ, વચન એકાન્ત રૂપી જ્યાં;
(તેથી) ન ભાસે વસ્તુના ભાવો, અમારી આમ બાબત છે. ૭
નમન લૌકિક રીતે જ્યાં, લોકોત્તર દેવને પાવે;
અરે દુઃસાધ્ય સિદ્ધિ છે, અમારી આમ બાબત છે. ૮
પ્રભુ આ આર્યાવર્તનીમાં, સકલ ગુણ સ્થાન આપજ છો;
સ્તુતિ કરવા અશકતજ હું, અમારી આમ બાબત છે. ૯
અહો ! ભવ રોગીના માટે, અરે ધનવન્તરી જાણું;
ભવાર્ણવ માંહિ નાવિક છો, અમારી આમ બાબત છે. ૧૦
પ્રભુ મુખથી સુણું જો હું, સ્વભાવે ભવ્ય ભાવિ છું;
બને શિવપુરની આશા, અમારી આમ બાબત છે. ૧૧
પ્રભુ તુલ નામ રઢનાથી, બને ગુણ ધામી એ નિશ્ચય;
કરો સ્થિર વાસના એવી, અમારી આમ બાબત છે. ૧૨
પ્રભુ ફરમાન જે જે છે, નિરંતર સેવવા શક્તિ;
અમોને આપજો સ્વામિ, અમારી આમ બાબત છે. ૧૩
પ્રભુ મુદ્રા પ્રભુ સમ આ; ધરૂં છું ધ્યાન હું તેનું;
બનાવો ધ્યેય ધ્યાની આ, અમારી આમ બાબત છે. ૧૪

જિજ્ઞાસુઉમેદવાર.

---

## માત પીતાના ગુણ વીશે.

( ધનાશ્રી રાગ. )

કેમ ભુલું ઉપકાર માત પીતા કેમ ભુલું ઉપકાર;
સવા નવ માસે ગર્ભ રહ્યો ત્યાં, દુઃખ સહ્યાં અપાર. માત પીતા૦ ૧
ગર્ભ સુખેથી સુખી દેખંતાં, દુઃખેથી દુઃખી થનાર. માત પીતા૦
ગર્ભ તણી અતિ પાલણા કરીને, જન્મ તણી દેનાર. માત પીતા૦
જન્મ થયાથી રસને ત્યાગી, પય પાનથી હર્ષલાય. માત. ,, ૦
બાલ પણાની દુગંછા તજીને, વ્યાધિથી તે કરમાય. માત ,, ૦
પાલણ પોષણ પ્રેમે કરીને, મોટો કીધો બાલ. માત. ,, ૦
લાડ લડાવી વીદ્યા ભણાવી, દઈને બોધ ઉજમાલ. માત ,, ૦
માત પીતાની ભક્તિ વડેથી, પામે સુર અવતાર, માત ,, ૦

મહાવીરના શીષ્ય ગૌતમ પૂછે, ઉવાઇ સુત્રે અધીકાર. માત „ ૦
ચૌદ હજાર વર્ષ આયુષ પામે, ભોગવે લીલ વીલાસ. માત „ ૦
એરે દ્રષ્ટાંતનું ન્યાય રે જાણી, ભક્તિ કરેથી ફળે આશ! માત „ ૦
આવો તમારો પાડ ભૂલે જે, તે નરને ધીક્કાર, માત „ ૦
પુરૂષોતમજીએ નમન કરીને, ગુણ ભૂલે તે ગમાર. માત „ ૦

સંપૂર્ણ.

---

## संसारमां शो सार ?

આપે તાપ અમાપ અંતર વિષે આવી પડી આધીયો,
દે છે દુઃખ અનેક નિર્દય પણે અંગે વધી વ્યાધિયો;
આવે અન્ય ઉપાધિયો પ્રતિદિને દાબી દિયે દ્વારમા,
વારંવાર વિચાર થાય મનમા શો સાર સંસારમા. ૧
કોટી કર્મ થરે થયેલ કહું શુ કાયા નથી કામની,
જાતા વાર નથી જરાય મરતે જાતે હશે જામની;
મોહે થાય મમત્વ તત્વ ન મળે માર્યો જવું મારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સંસારમા. ૨
આખુ ઉત્તમ આ શરીર પણ તે છે હાડકા ચામડા,
લોહી લાળ પુરીષ મૂત્ર મળના ખોટા બધા ખામણા,
મારૂં માત્ર મમત્વથી મન વિષે માન્યું સદાકારમા,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમા. ૩
ધાયા જે જન ધામ યૌવન વિષે માયા વડે માણવા,
કાયા તે બહુ કષ્ટથી અવનિમા એવા ઘણા ધાણવા;
જાયા જાતિ પવિત્ર મિત્ર પણ છે, પીઠા ઘણી પ્યારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ૪
ધાર્યું થાય નહીં ધરાર સુખ તો સોણે નહીં સાપડે,
ચારે કોર કુસંપ ને કલહમાં પાણી પડે પાપણે,
પ્યારા પુત્ર કલત્ર આખર અરે ન્યારા ઘડી વારમાં,
વારવાર વિચાર થાય મનમા શો સાર સંસારમા. ૫

જાવું જન્મ જરા વિપત્તિ વચમાં અંતે અરે એકલાં,
અજ્ઞાને સઘળા જનો રડવડી શોક્યા કરે શોકલાં;
ભુતોનો ઉપકાર ભૂતળ વિષે ભારી દીયે ભારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં. ૬
નીતિ ન્યાય રહે બધે રખડતાં રીતિ રહે વેગળી,
પ્રીતિ પ્રાણ સમાન કામ ન કરે વીતી વદું શું વળી,
જીતી કોઈ ન જાય આ જગતમાં ખોયું બધું ખારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં. ૭
કામ ક્રોધ વિશેષ રોજ મનને સંતાપ આપ્યા કરે,
આશા અંતરમાં અનેક સુખની તે મોત સાથે મરે,
કોને કોણ કહે અથાગ પસર્યું અંધેર આચારમાં;
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં. ૮
દાબે નિર્દયને સદૈવ બલવાન સ્વાર્થી ન સામું જુવે,
લોકો નિર્ધનને ગરીબ ડરતાં રે દીન શબ્દે રૂવે,
સાચું કોઈ સહાય હોય ન મળે હીરો ગયો હારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં. ૯
સાયંકાળ વિષે મળે સહજમાં જેવાં બધાં પંખિયો,
તેવા કર્મ બળે મળ્યાં સહજમાં સર્વત્ર સંબંધિયો,
આ જાયા જનની અને જનક તે જાણ્યાં અહંકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં. ૧૦
જે જે ભાવ જણાય આ જગતના તે તે નથી આપણી,
અજ્ઞાને સઘળા બને મન વિષે સંતાપનાં તાપણાં,
લેવાને યમદૂત જીવ જનના બેઠા રહે બારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં. ૧૧

---

## આ સાર સંસારમાં.

શાર્દૂલ વીક્રીડિત.

હોયે પુત્ર વિનીત બંધુ જન સૌ વિશેષ સંપી વસે.
લેશે કલેશ જણાયના સજનમાં આનંદ તેથી થશે,

નિરોગી તન નારિ રૂડી ગૃહમા પુત્રી સદાચારમા,
વારંવાર વિચાર થાય મનમા આ સાર સંસારમા. ૧
રેવું આધિન પારકે નવ પડે સ્વાધીનતા ભોગવે,
દેવુ શીર બદામનું નવ મળે સુખે નીરાતે સુવે,
જીવિકા સુખ સાથ પ્રાપ્ત કરવી નીષ્પાપ વ્યાપારમા,
વારંવાર વિચાર થાય મનમા આ સાર સંસારમા. ૨
ધીરોદ્ધીત સુસીલ સદ્ગુણ થકી કીર્તિ બધે વીસ્તરે,
સન્મિત્રો સહવાસમા હળી રહે સન્માન પામે બધે,
નીતી ન્યાય સદાય ઉરનિવસે શ્રદ્ધા સદાચારમા,
વારંવાર વિચાર થાય મનમા સાર શો સંસારમા, ૩
વ્યાપારે અતિ હાય હાય ન મળે પાપી ન ધંધો કરે,
પુન્યે જે ધન મેળવ્યુ સહજમા સંતોષ તેથી રહે,
રોગી દીન અનાથ અન્ન મળવે આશીષ દેવારમા,
વારંવાર વિચાર થાય મનમા આ સાર સંસારમા ૪
લુલા પંગુ નિરાશ્રયી રખડતા રોજી નથી જેમને,
ખાવાને મળતું નથી સહજમા વસ્ત્રો નથી તેમને,
શોધે નીત્ય ઉપાય આશ્રય દીએ એવા જનો દ્વારમાં,
વારવાર વિચાર થાય મનમા સારશો સંસારમાં. ૫
કુડા કર્મ કરનારા જગતમા ખારે બળી ખેદથી,
વાધે શુદ્ધ સદૈવ નિર્મળ મતિ પાપી પ્રપંચો તજી,
રૂડા જો રહીએ સદા યશ મળે સારા જનો ચારમા,
વારંવાર વિચાર થાય મનમા આ સાર સંસારમા. ૬
રૂડો આ અવતાર પામી નરનો સત્સંગને આદરે,
સન્માર્ગે ધન વાવરે પ્રતિદિને સત્કર્મને આચરે,
સત્પાત્રે ધન વસ્ત્ર પાત્ર ખરચે વાવે નહીં ખારમા,
વારવાર વિચાર થાય મનમા આ સાર સંસારમા. ૭
પ્રાણી પ્રાણ સમાન જાણી મનમા ભારી દયા ચીતવે,
આણીને કરૂણા કૃપાળ થઇને દુખી જનો નિસ્તરે,
સારા સૌ ઊરમા ધરે વિનયથી ધારા કુળાચારના,
વારંવાર વિચાર થાય મનમા આ સાર સંસારમા. ૮

પામ્યું પુન્ય બળે મનુષ્ય તન આ હીરો મળ્યો હાથમાં,
સાધે એહ ઉપાય સાર્થક થવા વિચારી એકાંતમાં;
ભાવે ભક્તિ કરાય દેવ ગુરૂની સિદ્ધિ ઘડીવારમાં,
વારંવાર વિચાર થાય મનમાં આ સાર સંસારમાં. ૯
મારૂં મારૂં મમત્વથી મન તજી તત્વો તપાસી જુએ,
મોહાદિ અરિસાથ શસ્ત્ર સજીને જીતી ઉપાધી ખુએ;
શ્રીસમૃદ્ધિ સદૈવ સુખ મળશે સત્ધર્મ આચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં આ સાર સંસારમાં. ૧૦

## "વજિઆનો કજિઓ."

"કજીઓ નામ કુહાડા સરખું" વજીઆને મન વહાલું !
કજીઆથી પણ વજીઆનું મ્હોં કાજળ જેવું કાળું ! ૧
જીવતર ઝોકાં ખાશે થાશે વજીઆ ! અંતર આળું !
વેળા હજુયે નથી વહી કર "કજીઆનું મ્હોં કાળું" ૨
કડકડતી તલ તેલ કઢામાં પડતો તુજને ભાળું !
કજીયે 'ભજીયાં તળાય' વજા ! "કજીઆનું મ્હોં કાળું" ૩
કજીઆળાં પુતળાંને મન સૌ આંખ છતાં અન્ધારૂં !
વજીઓ ના માને તો કજીયે વજીયાનું મ્હોં બાળું ! ૪
શાણા હોય તે સમજી, કજીયે મૌન ધરે મરમાળું !
ખડાઇખોર બકબક કરી રહેશે "કજીઆનું મ્હોં કાળું." ૫
કગ્ગો "કા—કા" કરતો શોધે સ્થળ—જે છિદ્રોવાળું !
ચાંચે પાડે નવાં છિદ્ર એ "કજીઆનું મ્હોં કાળું" ૬
કગ્ગાનું કે શ્વાન તણું મ્હોં સદાય વિષ....વાળું,
નવ ગજથી વંદન એ મ્હોંને, અખંડ જે કજીઆળું. ૭
ભાન વિના ભસતાં સહ ધ્યાન ન દેવું, હોઇ દયાળુ,
ગંધાતા વજીઆંની ગન્ધથી "કજીઆનું મ્હોં કાળું." ૮
છપ્પન કોટિ જાદવની જડ કજીએ ઉખડી ભાળું !
લોહ સમાં શાં કઠોર જીવન ! "કજીઆનું મ્હોં કાળું." ૯

હૃદયી.

## " શુષ્ક જિવન કેમ ખીલે. "

અચળતા પ્રિય ! ના જગમા કહી, જીવન શુષ્ક બને ઘડીમાં વળી;
વહીં જતું ટુંકું આયુષ્ય સત્વર, મનનુ સર્વ રહે મનમા ખરે ! ૧
નહિ જગે સુખ સર્વ ગ્રહાય છે, પ્રભુનો મીઠી દયા ન પમાય છે,
પ્રભુની ગેબી કલા ન કળાય છે, નહિ અહીં ! નહિ ત્યાય વસાય છે!૨
હૃદયનો ધ્વનિ એક કહે કઇ, સુકૃત તું જગમા કરજે અતિ,
કમલ જેમ બહુ વિકસે–ખીલે, હૃદય તેમ સદા વિકસાવજે. ૩
સુકૃત શ્રી પ્રભુ ખાતર કો દિને, જીવન વેલ લીલીજ બનાવશે,
ભલુ કરો નિત્ય તો નર, તેથી આ, મનની શાતિ અહીં વહીં પામશો. ૪

---

## एक वचानी सझाय.

( " પૂરન દિગે હુઇ પાવા પુરી "—એ રાગ. )

બુદ્ધિ વિના ધરમ નહિં પાવે, બુદ્ધિ વિના સમકિત નહિ આવે,
બુદ્ધિ વિના મન રહે ટાચુ, એક વચા વિના સઘ્વે કાચુ, ૧
બુદ્ધિ થોડી ને બહુ ભરડે, વળી મોટા તણુા તો વેણુજ મરડે,
બુદ્ધિ વિના સૂત્ર વાચ્યુ એક વચા૦ ૨
કોઇ વાત કરે ઘરને ખુણે, ત્યા ભુવો થઇને ચોરે ચોવટે પૂંણે;
વહિ વંચાએ જેમ પોથુ વાચ્યું. એક વચા૦ ૩
લોહ વાણીયો જેમ આપે ડાહ્યો, જેણે હીરો મેલીને લોઢો સાહયો,
વોરાએ જેમ નાડુ ખેચ્યું. એક વચા૦ ૪
ચાર જણા એકાતે મોજ કરે, તિહા મુઢ આવિ પ્રવેશ કરે,
વિવેક વિના ઘાલે ડાચુ. એક વચા૦ ૫
જાય વિદેશે વસ્તુ ઓવે, તેની ગમ નહિ મૂરખ કાઇ લેવે,
પછી હાય હાય કરે ઉંચુ નીચું. એક વચા૦ ૬
ઉંઘતો હાલે ઉંઘતો ચાલે, ઉંઘતો મુખમાંહિ કવલ ઘાલે,
ખાટૂ મોળું ન જાણે ખાટું. એક વચા૦ ૭
બુદ્ધિ હોય તો માન પાવે, બુદ્ધિ હોય તો સમકિત આવે,
બુદ્ધિ હોય તો મર્મ સાચુ, એક વચા૦ ૮

બુદ્ધિ વિના માન નહી પાવે, બુદ્ધિ વિના સમકિત નહિ પાવે;
બુદ્ધિ વિના મમ રહે ટાંચુ, એક વ૦ ૯
વિવેક વિના બડબડ બોલે, આપણાં પરીયાની ગુઝ ખોલે,
વિવેક વિના ઘાલે ઘાંચુ, એક વ૦ ૧૦
શુદ્ધિ વિના સામાયક ભણે, વળી ઉંઘતો ઉંઘતો વખાણુ સુણે;
સમજે નહિ તે કહે સાચું, એક વ૦ ૧૧
મુખે હસે ને વાતું કરે, વળી મારગ મુકી કુવાટે ઠરે,
આઘો જઈને જુવે પાછું, એક વ૦ ૧૨
દેશ કરે રાજકુટુંબ જથા, તિહાં મુરખ શેઠની ચાલી કથા;
શેઠ સુતે કાગળીયું વાંચ્યું, એક વ૦ ૧૩
ચતુર સુણી ઉલ્લાસ હોંસે, વળી મૂરખ નરને તો ખેદ થાશે;
રીશમ કરજો કહુ સાચુ, એક વ૦ ૧૪
સંવત અઢાર ઓગણીસો, તેજ શીખ ગણીને ગાંઠે બાંધો;
રૂષી તણાં હું ગુણે રાચું, એક વ૦ ૧૫

## અથ શ્રી સુબાહુ કુમારની સજ્ઝાય.

( "આજ હજારી ઢોલા પ્રાહુણો"-એ રાગ. )

હવે સુબાહુ કુમાર એમ ચિંતવે,
અમે લેશું સંજમ ભાર; માડી મોરીરે.
મા મેં વિર પ્રભુની વાણી સાંભળી,
તેથી મેં જાણ્યો છે અથીર સંસાર, માડી મોરીરે.
હવે હું નહિં રે રાચું સંસારમાં. એ ટેક. ૧
હાંરે જાયા સંજમ પંથ ઘણો આકરો,
વ્રત છે ખાંડાની ધાર; જાયા મોરારે.
બાવીસ પરીસા જીતવા,
કરવાજી ઉગ્ર વિહાર; જાયા મોરારે.
તુજ વિના ઘડીએ ન નીસરે. એ આંકણી. ૨
હાંરે જાયા તુજ વિના સુનો મંદીર માળીયાં,
તુજ વિના સુનો સંસાર, જાયા મોરારે.

માણેક મોતીને મુદ્રિકા,
કાંઈ રૂદ્ધી તણો નહિ પાર, જાયા મોરારે. તુજ વિના૦ ૩
હારે માજી વનમા તે રહે છે મરગલા,
તેની કોણ કરે સંભાળ, માડી મોરીરે.
એ વન મૃગની પેરે વિચરશુ,
અમે એકલડા નીરધાર, માડી મોરીરે. હવે હું૦ ૪
હારે માજી નરક નિગોદમા હું ભમ્યો,
કુભીયે અનંતીવાર, માડી મોરીરે.
છેદન ભેદન મેં સહ્યા,
તે દુખ કહ્યા નવ જાય, માડી મોરીરે. હવે હું૦ ૫
હારે જાયા પાચશે પાચશે નારીયો,
કાઇ રૂપ અપ્સરા સમાન, જાયા મોરારે.
ઉચા તે કુળની ઉપની,
રહેવા પાચશો પાચશો મહોલ, જાયા મોરારે. તુજ વિના૦ ૬
હવે પાચશે વહુ વારૂ એમ વિનવે,
કાંઈ વઠેરી કરેરે વિલાપ, વાલમ મોરારે
તુમે તો સંયમ લેઈ ચાલશો,
અમને કોણનો ઘો છો આધાર, વાલમ મોરારે
વાલમ વિના કેમ રહી શકું. તુજ વિના૦ ૭
હાંરે માજી મુસાફર આવ્યો કોઇ પરૂણલો,
ફરી ભેગો થાય કે ન થાય, માડી મોરીરે
એમ મનુષ્ય ભવ પામવો, અતી આકરો;
ધર્મ વિના દુર્ગતી જાય, માડી મોરીરે. હવે હું૦ ૮
હારે માજી કાચી તે કાયા કારમી,
સડી પડી બગડી વીણસી જાય, માડી મોરીરે.
એમ જીવડો ગયો ને કાયા પડી રહી,
મુવા પછી બાળી કરશે રાખ, માડી મોરીરે. હવે હું૦ ૯
હાંરે માજી માત પિતા ને ભાઇ બ્હેનડી,
નારી કુટુંબ પરીવાર, માડી મોરીરે.

અંતકાળે સહુ અળગા રહેશે;
એક જીન ધર્મ તારણ હાર; માડી મોરીરે. હવે હું૦ ૧૦
હવે ધારણી માતા એમ ચિંતવે,
આ પુત્ર નહિ રહે સંસાર; ભવિક જનરે.
એક દિવસનું રાજ ભોગવી,
સંજમ લીધો મહાવીર પાસ; ભવિક જનરે.
સુબાહુ કુમારે સંજમ આદર્યો. હવે હું૦ ૧૧
તપ જપ કરી કાયા શોષવી,
આરાધીક થઇ ગયા પહેલે દેવલોક; ભવિક જનરે.
પંદર ભવ ત્યાં પુરા થશે,
મહા વિદેહ ક્ષેત્રે જાશે મોક્ષ; ભવિક જનરે. સુબાહુ૦ ૧૨
સંવત અઢાર ત્રાણું સાલમાં,
વઢવાણ શહેર મોઝાર, ભવિક જનરે.
પુજય ખુશાલજીના શિષ્ય ભણે,
પાનાચંદજી કિયા ગુણ ગ્રામ; ભવિક જનરે. સુબાહુ૦ ૧૩

---

## પાંચ ગતીમાં જીવ કયા કયા પ્રકારથી જાય છે તેની સજ્જાય.

( "અરણીક મુનિવર ચાલ્યા ગૌચરી"-એ રાગ. )

આરંભ કરતાં રેજીવ શંકે નહિ, મદ્ય માંસનો કરે આહારો જી;
ઘાત કરેરે પંચેન્દ્રિ જીવની, ધન મેલણ તૃષ્ણા અપારો જી;
એ ચાર પ્રકારે રે જીવ જાય નરકમાં. ૧
કુડ કપટને રે કુડ માયા કરે, બોલે મૃષા વાય જી,
કુડા તોલા રે કુડા માપલા, ખોટા લેખ લખાય જી;
એ ચારે પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં. ૨
સરલ સ્વભાવિક ભદ્રિક પ્રણામથી, વિનય તણાં ગુણ ગાય જી,
દયા ભાવ રે રાખે દીલમાં, મત્સર નહિ ઘટ માંય જી;
એ ચારે પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં. ૩

સરાગ પણેથી પાળે સાધુપણું, શ્રાવકના વ્રત બારો જી,
અજ્ઞાન કષ્ટ અકામ નિર્જરા, તિણુશુ સુર અવતારો જી,
એ ચાર પ્રકારે રે જીવ જાય દેવમાં. ૪
જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, શ્રદ્ધા ને સમકીત આવે જી,
ચારીત્રથી રોકે નવા કર્મ આવતા, તપે પૂર્વના કર્મ ખપાવે જી,
એ ચાર પ્રકારે રે જીવ જાય મોક્ષમા. ૫

## दीवाळीनुं स्तवन.

( "ચિત્ત ચોખે ચોરી નવ કરીએ રે." -એ રાગ )

રમતી ગમતી અમુન સાહેલી, બેહુ મળી લીજીએ એક તાલી રે,
સખી આજ અનુપમ દીવાળી.—એ ટેક.
લીલ વિલાસે પૂરણુ માસે, પોષ દશમ નીશી રઢિયાળી રે. સ૦ ૧
પશુ પખી વસીયા વનવાસી, તે પણ સુખીયા સમકાલી રે, સ૦
એણી રીતે ઘર ઘર ઓછવશે, સુખીયા જગતમેં નર નારીરે સ૦ ૨
ઉત્તમ ગૃહ વિશાખા જોગે, જનમ્યા પ્રભુજી જયકારી રે, સ૦
સાતે નરકે થયા અજવાળાં, સ્થાવરને પણ સુખકારી રે. સ૦ ૩
માત નમી આઠે દિગ્ કુંવરી, અધો લોકની વસનારી રે, સ૦
સુતી ઘર ઈશાને કરતી, જોજન એક અશુચી ટાળી રે સ૦ ૪
ઉર્ધ્વ લોકની આઠ કુમારી, વરસાવે જલ કુસુમાલી રે, સ૦
પૂરવ રૂચક આઠ દર્પણુ ધરતી, દક્ષીણુની અષ્ટ કળ શાળીરે. સ૦ ૫
આઠ પશ્ચીમની પખા ધરતી, ઉત્તમ આઠ ચમર ઢાળીરે, સ૦
વિદિશીની ચો દીપ ધરંતી, રૂચક દ્વિપની ચોબલ્લી રે. સ૦ ૬
કેલી વણુ ઘર ત્રણુ કરીને, મર્દન સ્નાન અલકારી રે, સ૦
રક્ષા પોટલી બાધી બેહુને, મંદીર મેલ્યા શણુગારી રે સ૦ ૭
પ્રભુ કમળે અમરી ભમરી, રાશ રમંતી લટકાળી રે. સ૦
પ્રભુ માતા તું જગતની માતા, જગ દિપકની ધરનારીરે. સ૦ ૮
માજી તુમ નદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપગારી રે; સ૦
છપન દિગ્કુવરી ગુણુ ગાતી, શ્રી શુભવીર વચન શાલીરે. સ૦ ૯

# खंधक कुमारनी सज्झाय.

( મૃગા પુત્રની અથવા 'ક્ષીણ લાખેણી રે જાય'-એ દેશી. )

શ્રી શ્રી મંદીર પાય નમીજી, માગું એક પસાય,
ખંધક કુમાર ગુણ ગાવતાં જી, મારે હઇડે હરખ અપાર;
મુનિવર જુઓ ભગવંતનું રે જ્ઞાન. (એ ટેક.) ૧
સાવર્થી નગરી સોહામણી જી, કનક કેતુ તિહાં રાય;
ખંધક કુમાર સોભાગીયો જી, મલી કુંવરી તેની માંય, મુનિ૦ ૨
વન જાય મુનિવર વાંદવા જી, વચન સુણી વૈરાગ;
માત પિતાને એમ કહે જી, લેશું સંયમ ભાર. મુનિ૦ ૩
માત પિતા વળતા ઇમ કહે જી, તું નાનડીઉં રે બાળ;
ચારિત્ર છે વત્સ દોહીલો જી, જેસી ખાંડાની ધાર. મુનિ૦ ૪
પંચ મહાવ્રત પાળવા જી, પંચે મેરૂ સમાન;
દોષ બેંતાલીસ ટાળવા જી, લેવો સુઝતો આહાર. મુનિ૦ ૫
મોહ દાવાનળ પ્રજળે જી, હઇડે ઉઠી રે ઝાળ;
મ્હારો કુંવર છે નાનડો જી, રખે દુહવ્યો સુકુમાળ. મુનિ૦ ૬
રાય રાણીને વિનવે જી, રાણી કરો ને વિચાર;
પાંચશે જણ વર્તી કરો જી, મેલો કુમારની સાથ. મુનિ૦ ૭
પાંચ સુમતિ તીન ગુપતિશું જી, મુનિવર કરે રે વિહાર;
નગરી કુંતિ આવીયા જી, જન મન હરખ અપાર. મુનિ૦ ૮
નગરી તો બનેવી તણી જી, ડર નહિ એક લગાર;
નફરતો કામે ગયા જી, એકલા રહ્યા સાધ. મુનિ૦ ૯
વહેરણ વેળા પાંગર્યા જી, નગરી કીયોરે પ્રવેશ;
શીર દાઝે પાય બળે જી, મમતા નહિ લવ લેશ મુનિ૦ ૧૦
રાય રાણી સોગઠે રમે રે, દ્રષ્ટે દીઠો રે સાધ;
મુજ બંધવ ઇમ હીજ હતા જી, નયણ વછુટયાં નીર. મુનિ૦ ૧૧
રાય રાણીને નીરખતાં જી, રાય મન હુઓ રે વીખવાદ;
રાયના જન હંકારીયા જી, જતીનો કરો પરીહાર. મુનિ૦ ૧૨
રાયના જન સાથે થયા જી, જતીની સાહી રે બાંહ્ય;
અમને રાય આદેશીયોજી, નંદન દીધા રે સાધ. મુનિ૦ ૧૩

ધીરજ તો સાધુ કરે જી, ન લીયે આપણો રે નામ,
સમતા ભાવે ચાલીયા જી, લેતા ભગવંતનું નામ મુનિ૦ ૧૪
મસાણુ ભૂમિકા લેઇ ચાલ્યા જી, કોપ ચડયો તેણી વાર,
ત્વચા ઉતારી દેહની જી, ના આણ્યો રોષ લગાર. મુનિ૦ ૧૫
પરિસ્સાહ તો સાધુ સહે જી, અંત ગડ કેવળી રે હોય;
આઠ કર્મનો ક્ષય કરી જી, પહોચ્યા મુક્તિ સોય. મુનિ૦ ૧૬
આરે પંખી પ્રજીયા જી, રોયા રોઝ શીયાળ;
ત્વચા ઉતારી જીવતા જી, તે રાણીનો વીર મુનિ૦ ૧૭
હાહાકાર નગરી હુઇ જી, જોવા મળીયા રે લોક,
રાય રાણી જોવા મળ્યા જી, મળીયા રાણો રાણ. મુનિ૦ ૧૮
ન ફરતો ચૌદીશે જોઇ જી, ના દેખે મુનિના રે પાય,
કયાય તો દીસે નહિ જી, હઇડો મ્હારો ભરાય મુનિ૦ ૧૯
હવે આ મણુ દુમણુ નીકળ્યા જી, ચેડી પૂછે રે વાત,
કીહાજી આવ્યા કીહા જશો જી, કુણુ તણા રજપુત. મુનિ૦ ૨૦
સાવર્થી નગરી અમે વસીજી, કનક કેતુ તિહા રાય,
ખધક કુમાર સયમ લીયો જી, તેહની ચોકી થાય. મુનિ૦ ૨૧
વચન સુણી ચેડી તણા જી, હઇડે ઉઠીરે ઝાળ,
હા, હા મે એ શું કર્યું જી, હણીયો નાનડીયો બાળ મુનિ૦ ૨૨
પરિસ્સાહ તો સાધુ સહે જી, અવરે સહ્યા નહિ જાય,
આઠ કરમનો ક્ષય કરી જી, પામ્યા સુખ અનંત, મુનિ૦ ૨૩
રાય રાણીને વિનવે જી, રાણી કરો રે વીચાર,
બધવના દુખ દોહીલા જી, લે શુ સંયમ ભાર મુનિ૦ ૨૪
મણી માણેક ને મોતી જી, છોડયો રયણુ ભંડાર,
મમતા મુકી રાજની જી, લે શું સંયમ ભાર. મુનિ૦ ૨૫
મમતા મુકી રાજની જી, છોડયો સઘળો રે સાથ,
રાય રાણી સયમ લીયો જી, પાંચસો ને પરિવાર. મુનિ૦ ૨૬
કેવળ જ્ઞાની સમો સર્યા જી, પશ્ન પુછે રે રાય,
આગે હતા ટે નવા બાધીયા જી, તે ભાંખ્યો ઋષિરાય, મુનિ૦ ૨૭
ઘણે કાળે બાધ્યા હતા જી, જે નથી હુવો રે રૂપ,

સુરપણે પરિસ્સાહ સહ્યા જી, પહોંચ્યા મુક્તિ મોઝાર; મુનિ૦ ૨૮
વચન સુણી કેવળી તણાં જી, અધિકો હુઓ વૈરાગ;
આઠ કરમનો ક્ષય કરી જી, પહોંચ્યા મુક્તિ મોઝાર. મુનિ૦ ૨૯
કરજોડી કવીયણ ભણે જી, સુણજો ભવીયણ લોક;
કર્મ તણાં બંધ મત કરો જી, જાઓ શીવપુર લોક. મુનિ૦ ૩૦

## અથશ્રી શ્રાવકના ત્રણ મનોરથની સજ્ઝાય.

( નીંદરડી વેરણ હુઇ રહીરે—એ દેશી. )

આરંભ પરીગ્રહ છાંડીને, આદરશુંરે કેદી સંજમ ભારકે;
ભોગ થકી વિરમી કરી, બેસીશુંરે કેદી ભાવની નાવકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૧
પડીમાં મોક્ષની પાવડી, વધારૂં રે મારા વૃતના અંશકે;
તે દીન હું સુખીયો થાશું, જેમ સુખીઓરે હોવે ખગ નીર માંસકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૨
પાસ તજી ગૃહવાસના, કેદી હોશુંરે શોભીત અણુગારકે;
સૂત્ર સરોવર હંસલો, વનવાસીરે સંજમ તપધારકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૩
અંતે અણુસણ આદરી, સૌ છોડીરે તનના પ્રતિબંધકે;
સીવ સુખ નંદન વિષે, રતિએ રમશુંરે જેમ દેવના ઇંદ્રકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૪
પંથે જતા પંથીકને, પ્રભુએ ભાખ્યારે સૂત્રે ચાર વિમાસાકે;
એમ ઠાણાંગે ઉપદેશા, શ્રાવકનારે વિમાસા ઠામકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૫
છિદ્ર ન દેખે કેહના, નહિ રાખેરે કંઇક કઠક સ્વભાવકે;
અમૃતના ઘટ સારીખો, સત્યવાદીરે કરે સાચો ન્યાયકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૬
સમજાવે સુખે પ્રત્યે, પડતાં રાખેરે ધરીને બાંહ્યકે,
ખીષ્ઠ કરે પાખંડીને, મન વસિઓરે જેમ સુરતરૂ છાયકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૭

ઉપકારી ચાહુ સંઘના, સાધુનારે વળી મિત્ર સમાનકે,
સેવક ચરમ જીણુંદના, એહ કરણીરે કરે મોક્ષની આશકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૮
આતમ વાદી ચરચતા, નય જાણેરે ગુરૂવચન પસાયકે,
નિશ્ચે ને વ્યવહારને, મન જાણેરે ઉત્સર્ગ અપવાદકે,
એમ શ્રાવક મન ચિંતવે. ૯
જળવાન મન મોરને, રવી દેખેરે લીએ કમળ વિકાશકે;
ચંદ્ર દેખી સાયર હશે, તેમ જીન સુખેરે ચાહે સમણો પાસકે;
એમ શ્રાવક મન ચિંતવે ૧૦
ગુરૂ પ્રયત્નીક દેખી નવી ગમે, તે દેખીરે જાણે મહા દુઃખ દાયકે;
આણંદનીપેરે વીધ્રી સહુ, ટાલે અતિચારરે ન નમાવે સીશકે,
એમ શ્રાવક મન ચિંતવે ૧૧
ઉઠતા બેસતા ચાલતા, વીણુ કષ્ટેરે વળી કષ્ટ મોઝારકે,
વીગ વીના સમરે નહિ, ઉંઘમાહિકે ભુલાનો આગારકે,
એમ શ્રાવક મન ચિંતવે ૧૨
ધારી જીન શાસનતણા, દેશગુણના પેરયા શણગારકે,
વેર વીરોધી કરમના, જે બેઠારે નીજ ગર મોઝારકે;
એમ શ્રાવક મન ચિંતવે. ૧૩

---

## परमसुख पुन्यविना मळतुं नथी

धन्याश्री

પુણ્ય વિના ન પમાય, પરમ સુખ પુણ્ય વિના ન પમાય. ટેક.
પાપી પાપકર્મ કરનારા, કેવલ દુઃખ કમાય પર૦
જેવુ અન્ન રાધીએ જમવા, તેવુ જમણુ જમાય પર૦
કડવા કેણુ અન્યને કે'તા, સુખ કર કેમ સુણાય ? પર૦
શીતલ જલથી થવાય શીતલ, તડકે તન કરમાય, પર૦
બાવળ નિબ બોરડી રોપી, કેમ ખજૂર ખવાય! પર૦
આંબાની ગોટલી આંબો, ટેટે વટ છવરાય, પર૦
બહુધા બીજ વાવીએ જેવા, તરૂવર તેવા થાય. પર૦

ઝેર ખાય ખાંતેથી ખલતો, જમને દ્વારે જાય; પર૦
પ્રીતે અમૃત પાન કર્યાંથી, સત્વર અમર થવાય. પર૦
વાવ્યાં જવાર બાજરી જોઈ, મુક્તાફલ ન લણાય. પર૦
કરતાં હરિ-હરની શુભ સેવા, સાધન સર્વ સજાય. પર૦

## આ છેલ્લી મુસાફરીમાં પ્રભુનું ભજન કરી લેવા વિષે.

પદ ધીરાના ઢાળનું.

આ મુસાફરી છેલ્લીરે, રટી લહો રામને;
મરી જવું મેલીરે, ધન જન ધામને. આ૦
માનવ જન્મ મળ્યો તે તમને, નહિ સમજો જો લેશ;
તો મિથ્યા મુંઝાઇ મરીને, પછી પામશો કલેશ;
ન મળે પાછો અરબુદરે, દીઓ કદી દામને; આ૦
કરવાનું તે કોરે મેલી; ભટકો છો શું ભાઈ;
અણ ચેત્યાં મરતાં મનમાંહિ, મનની જાય સમાઇ;
શોધોને પંથ સાચોરે, હૈયે રાખી હામને, આ૦
કાચા કુંભ સમાન શરીર આ, ક્ષણમાં નાશ થનાર,
જાણો જગત સર્વછે જુઠું, જાયું તેજ જનાર;
સરખા સહુ લેખોરે, મજુર ને જામને. આ૦
કોનાં પુત્ર કલત્ર સહોદર, કોનાં ઘરને બાર;
કોનાં મિત્ર કુટુંબ કળાતાં, મિથ્યા બધો સંસાર;
શાને અમથો ચુંથોરે, મૂઇ માના ચામને. આ૦

## સંસારમાં સંબંધ સત્ય ન માનવા વિષે.

દોહા.

સાચી સંસારમાં ન સગાઈ;
ભવમાં ભુલ ખા નહિ ભાઇ. સાચી૦
આપણે તેમ મરણ વશ સહુ છે, બેન બનેવીને બાઈ;
કલ્યાણ તે શું કરી શકનારાં, કાલની જાલે વીંટાઇ;
પડયાં પરવશ પકડાઈ—સાચી૦

પુત્ર કલત્ર પવિત્ર મિત્રને, જાતિ જનેતા જમાઇ;
સોદર સર્વ સરલ શુભમતિના, મામાઇ કે માશીઆઇ,
કરી શકે તે નહિ કાઇ—સાચી૦
અતે સહુ અળગા થઇ રે'છે, ખખેરીને ખુબ ખાઈ,
'સ્વાર્થ સર્યે વૈદ વેરી' પ્રમાણે, અવગુણ અન્યના ગાઇ,
આનદે રહે ઉભરાઈ—સાચી૦
ધામ ધરા ધન હોય જ્યાસુધી, ત્યાસુધી સપ જણાઈ,
સુખ મય સસાર લાગે સર્વને, છેવટ છેજ લડાઈ
કેવી ભવ કેરી ભવાઇ !—સાચી૦
માનવ જન્મ અમુલ્ય તથાપિ, તે પચ ભૂતે રચાઇ,
નાશ થતા ક્ષણ વાર ન લાગે, કાલના ચક્રે કપાઇ,
હરિ ! હાય ! જાય હણાઇ—સાચી૦
આ ભવ સ્વપ્ન સમાન ખરેખર, તોપણ છે દુખદાઇ,
તેમા તપે સહુ રાત દિવસ જન, તાપ ત્રિધાથી તવાઈ,
રહે નહિ કોઈની રાઇ—સાચી૦
મેલો મમત્વ અને માન મનથી, પરહરી આશા પરાઇ,
સત્સગ રાખો સહુ શુભ જનનો, લાગ્યે ભુવનમા લાઇ;
વળે કૂપ ખોદે ન કાઈ.—સાચી૦
સંપ સદાચારમા ચિત્ત ચોઠી, પરહરી આશા પરાઇ,
વિષય તણી લાખમાહી લગારે, જાય ન જીવ જડાઇ,
ત્યારે આપણી સરસાઇ—સાચી૦

---

## સઘળું તજી જવા વિષે.

( નાથ કૈસે ગજકો બધ છુડાયો ) એ ઢાળમાં.

તજી ધન ધામ ધરા જન જાવુ, નથી સમજ વિના સુખ થાવુ, તજી.
પુર પહેલા નહિ પાળ કરો તો, પાછળ છે પસ્તાવુ,
જન્મ-મરણની બેડી જડાતા, લેશ ન કેમ લજાવુ ? તજી.
આ ઇદ્રજાલ અલૌકિક માયા, ભોળપણે ન ભમાવુ,

મૃગજલ જેવાં સુખ મેળવવા, ભાઠ વિષે ન ભરાવું; તજી.
અંતરમાં અભિમાન રહે નહિ, શીદ મમત્વે મરાવું !
આખર કાંઇ નહીં કામ આવે, સમજ સખા સમજાવું; તજી.
હાર્યો જો હરિભજન વિના તું, ઉત્તમ નરતન આવું;
કેશવ કોટી ઉપાય કર્યે, પણ કઠણ કઠણ પછી છે કમાવું; તજી.

## મમતા મૂકવા વિષે મનને બોધ.

ઢાળ ધીરાના પદનો.

મેલીને મમતારે, મન તું માન કહ્યું;
શું મારા તારામાંરે, મુરખ મોહિ રહ્યું ? ટેક.
બંધાવું મૂકાવું સઘળું, તે છે તારે હાથ;
સગાં કુટુંબી કેરા સઘળા, રહિ જાશે સંગાથ;
દુઃખ પડે છે દાડીરે, શાણા કેમ જાય સહ્યું ! મેલી.
અખંડ સુખ લેવાને ઈચ્છા, થતી હોય જો આજ.
છોડ વિષયની દુષ્ટ વાસના, લાવે તું શું લાજ.
વિષયોમાં લલચાઈરે, ગાંડા ગુંચી કેમ ગયું ! મેલી.
સગાં કુટુંબી સઘળાં સાથી, પુત્ર અને પરિવાર,
બંધાઇ બંધનમાં નાંખે, એવો આ સંસાર,
ધન-જનમાં શું ધાયું રે, આ તે તુંને શું થયું ! મેલી.
વીતી વેળા ન મળે પાછી, રટતું એક રમેશ,
ભળ તું ભગવાન વિષે જઈ, વાર લગાડ ન લેશ,
કેશવ હાથ કરી લેરે, વય તો જાય વહ્યું. મેલી.

## સંસારમાંથી સુખ થવાને શું સાધન કર્યું.

( મન માને નહિ, સો ફેરા સમજાવું તોય શું થાય ) એ રાગ.

હે માનવ મૂઢ, જન્મ ધરી શી શી તેં કરી કમાણી ?
સંસાર વિષે, સુખ થાવાની વાત નથી તેં જાણી. ટેક.
માતા ને તાત તણી સેવા, નહિ તે સાથે લેવા દેવા,
કુલ સઘળાંને કંટક જેવા, હે માનવ મૂઢ.

અંતરમા વિનય રખાય નહિ, હઠિલાઈ હૈયામા માય નહીં;
શુભ કામ કરેથી થાય નહી, હે માનવ મૂઢ
રડતા રાખ્યા ગુરૂજન સઘળા, ઉદ્યમમા તન મન છે નબળા,
ખલવાળી તમ કરતા અબલા, હે માનવ મૂઢ
સગપણ સ્વાર્થે સબંધ તણું, અંતરમા એવુ સાલ નડયુ,
પત્નિનુ સગપણ સત્ય ગણ્યુ, હે માનવ મૂઢ.
વર્ણાશ્રમ ધર્મ ન પાળ્યા તે, દુર્ગુણમા દિવસો ગાળ્યા તે,
બહુ દીન જનોને બાળ્યા તેં, હે માનવ મૂઢ
આચાર ચિત્ત ન તે દીધુ, મન ગમતું તે ખાધુ પીધુ,
અભિમાન તણું લગડુ લીધુ, હે માનવ મૂઢ૦
ધધામા ધ્યાન નથી તમને, બાળો છો મનમાથી અમને,
સમજી ન શકયા શમને દમને, હે માનવ મૂઢ૦
શી વસ્તુ સપ હશે વારૂ? શુ ભવજલ તરવાનુ બારૂ?
સસાર વિષે છે શુ સારૂ? હે માનવ મૂઢ૦
એ વાત વિચારી નહી વ્હાલા, શુ ઘેલા કે કહિએ કાલા,
ઠેબા ખાધા રખડી ઠાલા, હે માનવ મૂઢ૦
એકલ પેટે જે થઈ બેસે, તે સસારે સુખ શુ લેશે,
બીજાને પણ તે શુ દેશે, હે માનવ મૂઢ૦
માટે નિજ ધર્મ વિચારીને, મનના સહુ મેલ વિસારીને,
ભજ રામ વિકાર વિદારીને, હે માનવ મૂઢ૦
હૈયા જે રે'નાર હરી, એ કેશવ પ્રભુને દેખ ડરી,
આ માનવ જન્મ મળે ન ફરી, હે માનવ મૂઢ૦

---

## મનને ઠપકો.

રાગ ધન્યાશ્રી

મન મારા શુ મૂર્ખપણામા, મોહ પમાડે મુનેરે!
શાન્તાપણું રાખી તુ સાભળ, સુખ થાશે તુનેરે. ટેક.
સમજાવુ તોપણ નહિ સમજે, આગળથી તુ અવળુંરે,
સુખ લેવું જો હોય સરસ તો, શાણો થઇ જા સવળુંરે, મન૦

કાંઇ નથી પણ સર્વ કર્યું તેં, જાદુગરના જેવુંરે;
તે તારી માયામાં તેં પણ, રૂપ કર્યું કહુ તેવુંરે. મન૦
ઇશ્વરનું આ જગત અમોને, લેશ ન બંધન આપેરે;
તારૂં કલ્પિત જગત જાલ આ, ખૂબ તપાવે તાપેરે. મન૦
તારૂં જગત ટળે જે સમયે, બંધન સઘળું તુટેરે;
જન્મ મરણના ફેરામાંથી, છલ ભેદ વિના છુટેરે. મન૦
જપ તપ પૂજા ધ્યાન સમાધિ, કરતું કપટ વિસારીરે,
ધરતું ધ્યાન સદા હરિહરનું, તર ભવ સાગર ભારીરે. મન૦
અનુભવથી ઓળખ ઇશ્વરને, વસ્તુ વિવેક વિચારી રે,
સમય સફલ કર સહજ ઉપાયે, એજ વિનંતી મારી રે. મન૦
કેશવ પ્રભુએ કૃપા કરી છે, એમ સમજ તું શાણા રે,
હીરો હાર્યું હાથ ચડેલો, તો પાછળથી વ્હાણા રે. મન૦

## संसारनी क्षणिकता,

काफी.

ક્ષણ ભંગુર સંસાર, નિરંતર ક્ષણ ભંગુર સંસાર,
આગળ અનુભવ થાય નયનથી, વાત ન લેશ ઉધાર. નિ૦
ધામ ધરા ધન આદિક વૈભવ, ઘાટાં આ ઘર બાર,
પુત્ર કલત્ર મિત્રની મમતા; આખર સર્વ અસાર. નિ૦
કામ ન આવે કાંઇ કરેલો, વિષયાદિકપર પ્યાર;
માંડ મળેલું આ માનવ તન, પડતાં નહિ પલ વાર. નિ૦
સઘળું સ્વપ્ન અચલ નહિ કાંઇ, એ નિશ્ચય નિરધાર,
તે સારૂ સંકોચ વિસારી, અંતર રાખ ઉદાર. નિ૦
સાર્થક કર સમજણ તું તારી, તજ સંતાપ અપાર,
આત્મ સમાન ગણી અંતરમાં, કર પરનો ઉપકાર. નિ૦
નીતિ ન્યાય ઉપર કર પ્રીતિ, વિનય વિવેક વધાર,
શમ-દમ સત્ય સહાયક સાથે, સજ સત્સંગ ગમાર. નિ૦
ધર્મ કર્મ ને દાન દયા કર, આદર વસ્તુ વિચાર,
હીરા હાથ થકી હાર્યો તો, વશમો છે વ્યવહાર. નિ૦
જન્મ-મરણનાં ભ્રમણ તણો તું, ફેર ચડેલ ઉતાર,
કેશવ હરિને રાખ હૃદયમાં, એ સમજણનો સાર. નિ૦

## संसारमां सार विचारवा विषे.

माढ अथवा मेवाडी.

સંસારમા શો સાર તે વિચાર તો કરો,
ફસાઇને આ ફંદમા શું ફૂલતા ફરો ! સં૦ ટેક.
ધન જન યૌવન કામ ન આવે આ ધરણીને ધામ,
કરીએ કોટિ ઉપાય તથાપિ, કોય ન સુધરે કામ રે વિ૦
સબધે સંતાપ અને સંકોચે મન મુંઝાય,
ધાર્યું થાય ન કાંઇ બરાબર, કાલ વૃથા વહિ જાય રે વિ૦
જન્મ અમૂલ્ય મળ્યો તે જાતે, ખાતે અફલ કરાય,
તરણી તૂટે તો શી રીતે, ભવ સાગર ઉતરાય. રે વિ૦
મારૂં તારૂં એવી મમતા, બહુ મારે છે માર,
પ્રાણ પરોણા થાય ભલે પણ, કોઇ કરે નહિ વાર. રે વિ૦
ઘસડાયા બહુ અધ બનીને, વૃદ્ધ તરૂણને બાલ,
નજરે જોતા પણ નહિ સૂઝે, કેવી થાશે કાલ રે વિ૦
અજર અમર કો કોણ રહ્યુ છે ? કોની રહી છે વાત ?
ધામ ધરાદિક હોત અચલ તો, શોક શુ કરવા થાત ? રે વિ૦
સુખ–સંતોષ વધારો વ્હાલા, મેલી મનનુ માન,
ધીરજ કેમ રહે છે તમને, આ તન રાધ્યું ધાન. રે વિ૦
ક્ષણ ભગુર તન શુ લઇ જાવુ, સાચી એક સુવાસ,
તેમ છતા નરકે જાશો તો, થાશે નરક નિવાસ. રે વિ૦
સારૂ માઠું સર્વ બતાવે, નજરે સઘળો લોક,
જે કરવુ તે પોતે કરવુ, શુ કરી આપે કોક. રે વિ૦
શોધો શાણા કેશવ હરિને, દૂર કરીને દોષ,
સાર સમજશો તો અંતરમા, થાશે સુખ સતોષ. રે વિ૦

---

## जीवने ठपको.

भजनना ढाळनुं पद.

અતરના કાચા કેમ રહ્યા છો ફૂટી ?
ઉત્તમ અવસર આ માનવતન, છડમા જાય વછૂટી,–રે અંતરના૦
કાચા કેમ રહ્યા છો ફૂટી ? ટેક.

ખાતાં પીતાં ને વાવરતાં, ખરચી જાશે ખૂટી;
પુણ્ય કર્મને કાજે દમડી, છેડેથી નહિ છૂટી. રે અંતર૦
કામ ક્રોધ લોભ લૂંટારા, ધીરજ ધન લે લૂંટી;
ભુંડા ભુંડે હાલે ભટકયો, તોય ન આશા તૂટી. રે અંતર૦
કાચા કુંભ સમાન કલેવર, ફૂલણુ જાશે ફૂટી,
શમ-દમ સાધન સંપ સરલતા, ચોંપ વડે લે ચૂંટી;. રે અંતર૦
બગડી બાજી બેશ બનાવા, બીજી કયાં છે બૂટી ?
કેશવ હરિનામ સુધા સાચો, ઘેરો રસ લે ઘૂંટી. રે અંતર૦

## अभिमान न धरवा विषे.

+ भैरवी.

અભિમાન ધરે શા માટે ?
આવ્યા સૌ એકજ વાટે:— રે અભિમાન૦
ખર ખોટી મોટાઈ કરે તે, થાપ કરે છે તાટે,
ખોટો ખેલ બેલ મેલી દે, આખર એમ ન ખાટે—રે અભિમાન૦
આડધડે ધાયો હું અંધા, ધન યૌવન ને કાટે,
અંતે સૌની એક દશા છે, દાહ કરે કે દાટે;—રે અભિમાન૦
સુત દારા-ખારામાં ખૂતો, ગોથાં ખાય ગપાટે,
ધામ ધરાદિક વૈભવમાંથી, ઝડપે કાલ ઝપાટે;—રે અભિમાન૦
નીતિ ન્યાય પુણ્યમાં પ્રીતિ, શમ-દમ કર શિર સાટે,
ધર અંતરમાં કેશવ હરિને, જન્મ-મરણ ખત ફાટે;—રે અભિમાન૦

## देह पिंजरमां पडेला जीवरूप पोपटने चेतवणी.

आशा गोडी.

પોપટ તન પિંજર છે નહિ તારૂં
અંતે ઉડી જવું પરબારૂં:— પોપટ૦
છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો મારૂં;
કયાંનો તું કયાંનું એ પિંજર, તે સમજે તો સારૂં. પોપટ૦
માંસ રૂધિર મય ને દુર્ગંધિ, નરક સમાન નઠારૂં,,

તું તેને કાચન મય માને, આવડુ શું અધારૂ. પોપટ૦
બીજાં જોયા એવુ આ પણ, નામે કેવલ ન્યારૂ,
સર્વ પ્રકારે સાચવ તોપણ, પલમા છે પડનારૂ પોપટ૦
આશા સાર વિચાર કરે તો, ભવ સાગરનુ બારૂં,
કેશવ હરિ કારીગર તેનો, વીસર મા સંભારૂં, પોપટ૦

## देहाभिमान तजवा विषे.

राग जंगलो

શુંરે ભર્યું છે શરીરમા, વેગે કરતુ વિચારજી,
અનુભવ અંતરમા થશે, ત્યારે સમજીશ સારજી. શું૦
કસ્તુરી કે કેશર નથી, નથી કુસુમ કપુરજી,
અત્તર કે અર્ગજા નથી, નથી ગધ મધુરજી. શુ૦
માસ રુધિર રસ મેદને, મલ-મુત્ર ભરેલજી,
મજ્જા અને નસ નાડીઓ, માથે ચર્મ મઢેલજી શું૦
અપવિત્ર એવા પદાર્થનુ, એ છે અદ્ભુત કામજી,
પેદા થયુ અપવિત્રથી, લેતા લાજીએ નામજી શું૦
લાળ ને લીંટ પડયા કરે, ધામે થાય છે ઘાણુજી,
દેખાય છે નિત્ય દષ્ટિએ, ખોટી વસ્તુની ખાણુજી શુ૦
દુર્ગંધે ગધાય છે, રોગ દોષનુ ધામજી,
પ્રાણુ ગયા પછી કોઇને, કશુ આવે ન કામજી. શું૦
ઉત્તમ અન્નને વસ્ત્રનો, દુષ્ટ વાળે છે દાટજી,
અતર માહિ અપાર છે, ક્રોધ કામના કાટજી. શુ૦
હાડકાનું હોય પાંજરૂં, તેનું શુ અભિમાનજી,
કેશવ તે કેમ 'તું' થશે, ભૂલીજા નહિ ભાનજી. શુ૦

## चोविश जिन स्तवन.

રાગ બનજારો.

નમુ નમુ ચોવીશ જિનરાયા, સહુ મુકી મોહને માયા-એ ટેક.
અતિ અરિહત નામજ ઓપે, રક્ષા જીવ કેરી રોપે,
સરવે જીવને સુખ છાયા, નમુ૦ . ૧

ધણી પાંચ જ્ઞાનના ધારૂં, નિર્લોભી તો નિરધારૂં;
અતિ કષ્ટ સહ્યાં બહુ કાયા, નમું૦ ૨
ખટ્ ગુણ ધર્યા બહુ ખાંતે, ભવ જીવ રહે નહિ ભ્રાંતે;
વળી વાણીમાં વખણાયા, નમું૦ ૩
ચોંત્રીશ અતિશય ઓપે, વીર વાણી કોય નહિ લોપે;
સૃષ્ટિ જનને સુખદાયા, નમું૦ ૪
સહસ્રએક આઠ ગુણ ધારી, વાલેશર હું જાઉંવારી;
તમે કૈક જીવને તાર્યા, નમું૦ ૫
ક્ષય કર્યા કર્મ ઘનઘાતી, કરી કર્મ રહિત જીવ જાતિ;
પ્રભુ સિધ સુખમાં પથરાયા, નમું૦ ૬
પ્રભુ પગલાં જ્યાં જ્યાં થાયે, જન કષ્ટ નાસી તો જાયે;
ધન ધન જનુનીએ જાયા, નમું૦ ૭
પ્રભુ નામ લિએ કો પ્રાણી, આતમ એ ધારવા જાણી;
નહિ કષ્ટ રહે નિજ કાયા, નમું૦ ૮
કાપ્યાં છે કર્મનાં દળીયાં, સિધ સુખ સદાનાં મળીયાં;
મુજ લાગી પ્રભુસહ માયા, નમું૦ ૯
હું અઘોર પાપી આવ્યો, કરમી જીવ હું તો કાવ્યો;
નવ આતમ ગુણ નિરખાયા, નમું૦ ૧૦
મુજ જીવ ભટકયો ભારી, સુખી દુઃખી અનંતાવારી;
પ્રભુ દેહ બહુ પલટાયા, નમું૦ ૧૧
જીવ દયા નહીં મેં જાણી, ઉર ધરી નહીં જિનવાણી;
ગુણ આપ તણા નવા ગાયા, નમું૦ ૧૨
કિંકરપર કરૂણા કરજો, દુખ દીનનાં પ્રભુજી હરજો;
મોટાના ગુણ મનાયા, નમું૦ ૧૩
ભવજીવને પ્રભુજી તારો, દુખીયો છે પંચમઆરો;
અતિ કષ્ટ વેઠતા આવ્યા, નમું૦ ૧૪
જો મે'ર પ્રભુની થાયે, ભવ જીવનાં દુખો જાયે;
સહુ જીવને શીતલ છાયા, નમું૦ ૧૫
સેવક **શામજી** તો કે છે, ગુણ વરણી લાવો લે છે;
સહુ જીવના છો સુખદાયા, નમું૦ ૧૬

# दया-धर्म विषे.

રાગ બનજારે.

તમે દયા ધર્મને ધારો, નિર્દયતાને નિવારો.—એ ટેક.
જુઓ અઢાર પાપજ સ્થાનો, મોટા દોષિત એ માનો;
જીવ હિંસા પહેલુ વારો, તમે દયા૦ ૧
જીવને સુખ છે બહુ પ્યારૂ, દુખ સરવેનેજ નઠારૂ,
વિવેકી જન વિચારો, તમે દયા૦ ૨
ઘો સોના દાનજ દાડી, વલી જમીન પૈસાં વાડી,
ઉત્તમ જીવનને ઉગારો, તમે દયા૦ ૩
અતિ અક્ષય દાન બહુ દેવુ, જીવને સુખ છે બહુ કેવુ,
નહિ માકડ આદિક મારો, તમે દયા૦ ૪
પોજો ઘરના સહુ સ્થાનો, મુનિરાજ વચનને માનો,
આખર છે બેડા પારો, તમે દયા૦ ૫
ચુલા ઉપર ચદરવા, નહિ પેટીમા સઘરવા;
ઉપયોગ કરો અપારો, તમે દયા૦ ૬
વળી વસ્ત્ર પાણીના સ્થાને, બાંધી લ્યો ભાઈ ભાને,
થાશે જીવનો ઉગારો, તમે દયા૦ ૭
દાણા ને લોટજ ચાળો, નક્કી જીવ થાય નિરાળો,
બચશે જીવ દીન બિચારો, તમે દયા૦ ૮
અતિ ઉતાવળા નહિ ચાલો, મદમા નહિ ઝાઝું મ્હાલો;
જોઇ જીવ પગલા તારો, તમે દયા૦ ૯
નહિ નાળ પગરખે નાખો, રૂડી રીતિ મન રાખો,
એથી જીવ મરે અપારો, તમે દયા૦ ૧૦
સૂતા દીપક નહિ રાખો, દિલ દયા અતિશે દાખો,
ઉગરશે જીવ અપારો, તમે દયા૦ ૧૧
તડકે વાવલતા દાણા, અરે કેમ થયાજ અજાણ્યા,
એથી કયમ આવે આરો, તમે દયા૦ ૧૨
અગથા અગની આરંભો, શા માટે જીવને દંભો,
સજ્જન એનો નહિ સારો, તમે દયા૦ ૧૩

નહિ આડ વાડ ઉદ્યોગો, જીવ હિંસાનાએ જોગો;
જેમાં નહિ છે જય વારો, તમે દયા૦ ૧૪
એવા વિચાર અનેકો, કરજો રાખી બહુ ટેકો;
એથી તરવાનો વારો, તમે દયા૦ ૧૫
આ સેવક **શામજી** કે છે, દીન થઇને શિક્ષા દે છે;
અંતરમાં બહુ ઉતારો, તમે દયા૦ ૧૬

## શીયળ વ્રત પાળવા વિષે.

રાગ બનજારો.

સેવો શીયલ નર નારી, બહુ એમાં છે બલિહારી—ટેક.
છે ચોથું પાપ એ ભારી, વળી દીઓ એજ વિદારી;
સજ્જ રસ્તો સુખકારી, સેવો૦ ૧
બહુ લાજ લોકમાં જાયે, ખત્તા આખર બહુ ખાયે;
વદે વિશ્વમહીં વ્યભિચારી, સેવો૦ ૨
નહિ નિદ્રા સુખથી આવે, થઈ ભૂત સમો ભટકાવે;
ભાઇ જોખમ છે ભારી, સેવો૦ ૩
કદી અંગ રંગ રંગાયે, ઝટ સજા મહીં તો જાયે;
નક્કી એવું નિરધારી, સેવો૦ ૪
પરસ્ત્રીની પ્રીતિ કરતાં, નહીં છૂટે એતો મરતાં;
ભવ રૂડા જાશે હારિ, સેવો૦ ૫
નારકીનાં ટાંકાં બાંધો, સુખનો આખર નહિ સાંધો;
છે દુખવાળો ઘા કારી, સેવો૦ ૬
લંપટનો ભરૂંસો નાવે, સરવે દુરગુણ સુહાવે;
એથી શું છે દુખકારી, સેવો૦ ૭
સતી ચંદનબાળા જેવાં, ગયાં મોક્ષ ઘણાં તો એવાં;
શીયળ પરતાપજ ભારી, સેવો૦ ૮
સતી સોળ જુઓ વખણાણી, વ્રતવાળી જેઓ જાણી;
થઈ ગયાં મોક્ષ દુવારી, સેવો૦ ૯

સુખ આ લોક પરલોકે, શીયળે સહુ લેશે થોકે,
નીચી ગતિ રે'શે ન્યારી, સેવો૦ ૧૦
ઉર અનુકંપા જો આવે, મત શીયળવાળો કા'વે,
મહા સુખીઓ કરે મુરારી, સેવો૦ ૧૧
શિક્ષા શામજી તો દે છે, કડવા ઓસડ તો કે છે,
ભવ લીઓ ભલા સુધારી, સેવો૦



## मान तजवा विषे.

રાગ બનજારો.

તમે તજો માનવી માન, નક્કી એમા નુકસાન—એ ટેક
જુઓ અઢાર પાપજ સ્થાનો, એમાનુ એકજ માનો,
ધરો નહી માનમા ધ્યાન, તમે તજો૦ ૧
વીતરાગતણા એ વેણ, કડવા નહિ ગણજો કે'ણ,
સમજોને ચતુર સુજાણ, તમે૦ ૨
રાવણ માને રોળાયો, ફરી રાજપાટ નહિ પાયો;
ગયું ગજ ગુણો ગુણવાન, તમે૦ ૩
માનો તો લાજ ગુમાવે, માને અક્કલ નહિ આવે,
જુઓ ધર્મતણુ તો જાણ, તમે૦ ૪
માને કરમો બધાયે, નીચી ગતિમા તો જાયે,
હવો ભવે અનતા હાણ, તમે૦ ૫
ચક્રીવર્ત્ત ભૂપો જેવા, રાખ્યાજ દરોગા કેવા
કરે ચેતવણી બહુ કાન, તમે૦ ૬
માને મરજાદા છોડે, બહુ ઝેર વેર તો જોડે,
ખણે કર્મતણી એ ખાણ, તમે૦ ૭
ખરી રહી માનથી ખામી, પકડે પછી પરમાધામી,
દઈ દંડ દુખનું પાન, તમે૦ ૮
ધન ધન તીર્થંકર દેવો, ઉપજ્યો શમતા રસ કેવો,
ચોખા છે પાયે જ્ઞાન, તમે૦ ૯

નહિ ક્રોધ માન ને માયા, ધન ધન જનુની એ જાયા;
પ્રભુ ઉત્તમ ગુણ પ્રમાણ, તમે૦ ૧૦
ધન ધન જે સંજમધારી, વળી માન દીધું વિદારી;
કરવા આતમ કલ્યાણ, તમે૦ ૧૧
જો માન માનવી છોડે, દુરગુણ પાછળ નહિ દોડે;
સમજી લેજો સુજાણ, તમે૦ ૧૨
રીદ્ધિ સિદ્ધિ મળી જાયે, શા માટે જીવ ફુલાયે;
સત કર્મતણી એ ખાણ, તમે૦ ૧૩
નથી અમર કોઈ રહેવાનું, એક દિન છોડીને જાવું;
જડ જીવ હવે તું જાણ, તમે૦ ૧૪
ક્યાંથી આવ્યો ક્યાં જાશે, જો વિચાર દિલમાં થાશે;
કર પ્રભુ ભજન પરિયાણ, તમે૦ ૧૫
કોની ધન દોલત ધારે, શું સાર લહ્યો સંસારે;
કર દેવ ગુરૂનું ધ્યાન, તમે૦ ૧૬
નહિ માનવી તું મલકાયે, એક દિન જીવ તો જાયે;
મળશે એક દિન મસાણ, તમે૦ ૧૭
વીતરાગ પંથ દ્રઢ કરજો, મિથ્યાત્વ મન થકી હરજો;
ખરે હીરાની છે ખાણ, તમે૦ ૧૮
નહિ માન પાન કો કરજો, મદિરાસમ મન નવ ધરજો;
સેજે સુખ મળે સુજાણ, તમે૦ ૧૯
આ સેવક શામજી કે છે, દીન કિંકર શિક્ષા દે છે;
ધરજો સરવે તો ધ્યાન, તમે૦ ૨૦

---

## श्री महावीर जिन स्तवन.

પદ.

પ્રભુ જિન વિનવું સદા કર જોડી, સ્વીકારોને નાથ કહું માન મોડી—
પ્રભુ જિન૦—ટેક.

ઘટ ઘટ વાત જાણો છો સ્વાંમી, પાંચે જ્ઞાન પ્રભુ પામ્યા;
અતિશય ચોંત્રીશ રૂડા ઓપે, અષ્ટ કર્મને વામ્યા—પ્રભુ૦ ૧

સિદ્ધારથ કુળ શોભાવ્યુ સ્વામી, ત્રીસલા દેવી માત ધારૂં,
ક્ષત્રિ કુળ શૂરવીર અતિશે, ધર્મધુરધર વારૂ—પ્રભુ૦ ૨
એક સહસ્ત્ર ને અષ્ટ ગુણે કરી, જિનવર પદવી શોભે,
કિંકર ગુણ નહીં વરણી શકે, લક્ષવસા પણ લોભે—પ્રભુ૦ ૩
માસ ચોમાસે વળી ખટમાસે, પારણુ પ્રભુજી કરતા;
આહાર નિદ્રા તજી વીર પ્રભુજી, ધ્યાન ધરી વિચરતા—પ્રભુ૦ ૪
વેઠયા પરીસા વિધ વિધ કેરા, લાડ દેશની માહીં,
શમતા સાગર નહીં છલકી ગયો, રહ્યા નહી કર્મ કાહી—પ્રભુ૦ ૫
અશાડ શુદી છઠ સ્વર્ગથી ચવીને, ગર્ભે રહ્યા પ્રભુ મારા,
ચૈત્ર શુદી તેરશને દિને, જન્મ લહ્યા સુખકારા—પ્રભુ૦ ૬
માગશર વદ દશમીને દિને, દીક્ષા લીધી ભલીભાતે,
અથીર સંસાર જાણીને છોડયો, દીધા વરશી દાન જાતે—પ્રભુ૦ ૭
બાર વરસ છદમસ્થ રહ્યાજી, ત્યા પણ તપ બહુ કીધા,
ધન્ય ધન્ય માગ વીર પ્રભુજી, મોક્ષતણા પંથ લીધા—પ્રભુ૦ ૮
વૈશાખ શુદ દશમીને દિને, પ્રગટયુ કેવળ જ્ઞાન ભારી,
ગૌતમ આદિક ગણધર દીપે, શોભા છે અપરપારી—પ્રભુ૦ ૯
વરસ બોતેર આયુષ પાળીને, ભવોભવ ફેરા ટાળ્યા,
બુજવ્યા રાય રાણાજ ઘણેરા, જ્ઞાનમા દિવસ ગાળ્યા—પ્રભુ૦ ૧૦
કારતક વદ અમાસજ શોભે, પાછલાપોરની રાતે,
વીર પ્રભુ નિર્વાણ પધાર્યા, એ કરી કર્મને ઘાતે—પ્રભુ૦ ૧૧
દેવતા લોકે દીવાળી કીધી, મોક્ષ જવાને ટાણે,
રત્ન કેરા દીપ રૂડા દીસે, ઓછવ તે દીનવાણે—પ્રભુ૦ ૧૨
શુ વરણું સ્વામી આપ ગુણોને, શક્તિ મારી નહીં કાહી,
અઘોર પાપી હું અપાર અજ્ઞાની, નાથ તરછોડશો નાહી-પ્રભુ૦ ૧૩
આપ સ્તુતિ કર્યે અમૃત મેવા, ટળશે ભવોભવ ફેરા,
ઓછવ અદકો દીવાળી દિવસથી, કર્મ થાયે વળી ખેરા-પ્રભુ૦ ૧૪
પોસા અને પડીકમણા કરશે, દિન દીવાળી ટાણે,
નવકારવાળી ગણો ભલીભાતે, તે દિન રાત ને વાણે—પ્રભુ૦ ૧૫
જીવહિંસા નહીં આદરે પ્રાણી, દીપ કીધે શું થાયે,

જ્ઞાનરૂપી પ્રગટોને દીવા, જરૂર કહ્યું જિનરાયે—પ્રભુ૦ ૧૬
ક્ષમા ક્ષમા સમભાવ જીવોપર, રાખજો રૂદયા માંહીં;
સમકિત શુદ્ધ જે આદરે પ્રાણી, નરક ગતિ એને નાંહીં—પ્રભુ૦ ૧૭
અથીર બાજી આ જગની જોઇ, રૂદયા માંહી નહીં રાચો;
ભગવત નામ લ્યો ભક્ત ભલાજન, દેહ ભરૂંસો કાચો—પ્રભુ૦ ૧૮
શામજી સ્તવન કરે પ્રભુપ્રત્યે, ગુણ ગાયા દીનદાસે;
ઉગારજો અપરાધીને આજે, જોડ કરી આસો માસે—પ્રભુ૦ ૧૯
સંવત ઓગણી સડતાલી સાલે, વળી અમરેલી મુકામે;
વીર પ્રભુજી કેરા ગુણ ગાયા, એકચિત્તે રહી ઠામે—પ્રભુ૦ ૨૦

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

પદ.

નમું નમું પાર્શ્વપ્રભુ પ્રિયકારી, સદા સર્વને છો પ્રભુ સુખકારી-ટેક.
જન મન વાત જાણો છો સ્વામી, પાંચે જ્ઞાન પ્રભુ પામ્યા;
અતિશય ચોત્રીશ રૂડા ઓપે, અષ્ટ કર્મને વામ્યા—નમું૦ ૧
નગરી વણારસી રૂડી દીસે, અશ્વસેન ભૂપભારી;
વામા તેની પટરાણી કુખે, જન્મ્યા પાર્શ્વ પ્રિયકારી—નમું૦ ૨
વામા માતાને વેગે લાધાં, ચૌદ સુપન સુખકારી;
પોષ વદી દશમીને દિને, જન્મોત્સવ છે ભારી—નમું૦ ૩
મેરૂ પર્વતે મોટો ઓચ્છવ, દેવાંગના દુખહારી;
નાટયારંભ નવીન પ્રકારે, આનંદ અપરંપારી—નમું૦ ૪
ઇંદ્રલોકો સર્વે મળી આવ્યા, શું વરણું વિસ્તારી;
આનંદ ઉદધિ અતિ છલકી ગયો, કેતાં જાઉં છું હારી—નમું૦ ૫
ત્રીસ વરસ ઘરવાસ ભોગવીયો, દીસે પ્રભાવતી રાણી;
ત્યાર પછી દીક્ષા લીધી, જંજાલ ખોટો જાણી—નમું૦ ૬
ચોરાસીમે દિવસે પ્રભુજીને, પ્રગટયું કેવલજ્ઞાન ભારી;
સિત્તેર વરસ સુધી તો પ્રવરજા, પાળી પ્રેમ વધારી—નમું૦ ૭
એકસો વરસનું આયુષ્ય પાળી, મોક્ષ ગયા પ્રભુ મારા;
સિદ્ધ ગતિના સુખને પામ્યા, આનંદ અપરંપારા—નમું૦ ૮

દીક્ષા લઈ તપ બહુ બહુ કીધા, કષ્ટ સહ્યા બહુ કાયા;
ભવ જીવને બહુ બુજવ્યા પોતે, મુકી મોહને માયા—નમુ૦ ૯
શુ વરણું ગુણ પાર્શ્વ પ્રભુના, તુચ્છ મતિ છે મારી;
અઘોર પાપી અપાર અજ્ઞાની, તેવાને લ્યો પ્રભુ તારી—નમુ૦ ૧૦
આપ સ્તુતિથી સુધારસ ચાખે, દુ ખ દાળીદર જાયે;
કષ્ટ કાયાથી વેગળા નાસે, મોટાના મહિમાયે—નમું૦ ૧૧
અષ્ટ મહાસિદ્ધિ અને નવનિધિ, દિન દિન પ્રત્યે થાયે,
રોગ શોક રખડતા નાસે, હીણુતા જાય હવાયે—નમુ૦ ૧૨
કુટુંબ કલત્રના કલેશ કપાયે, લેશ દુ ખ નહિ દીસે,
એવો મહિમા પાર્શ્વ પ્રભુનો, ખ્યાતિ જગમા ખીલે—નમુ૦ ૧૩
કર્મ અનતા આજ ખપે છે, પાર્શ્વ પ્રભુ ગુણ ગાયે,
જાણી એવુ ભવ જીવ ન રાખો, આજ પ્રમાદ જરાયે—નમુ૦ ૧૪
ખોટો ખેલ આ ખલકનો દીસે, રૂદયમાહી નહીં રાચો,
ભગવત નામ લ્યો ભક્ત ભલાજન, દેહ ભરૂસો કાચો—નમું૦ ૧૫
દયા ભણી દિલ આજ દોડાવો, જીવ ઉગારવા જાણી,
ધર્મ તણો એ મોટો મહિમા, જરૂર હવી જિનવાણી—નમુ૦ ૧૬
ક્ષમા ક્ષમા સમભાવ જીવોપર, સમકિત સાચુ સાધો;
અથીર બાજી આ અવની કેરી, અરહિંતને આરાધો—નમુ૦ ૧૭
**શામજી** સ્તવન કરે પ્રભુ પ્રત્યે, ગુણ ગાયા દીન દાસે,
માફ કરો મુજ દોષ ઘણા છે, ભાખ્યુ માગશીર માસે—નમુ૦ ૧૮
સંવત ઓગણી અડતાલી સાલે, વળી અમરેલી મુકામે,
પાર્શ્વપ્રભુજી તણા ગુણ ગાયા, એક ચિત્તે રહી ઠામે—નમુ૦ ૧૯

---

## नवकार मंत्रनुं माहात्म्य.

મનહર છદ.

મરસમા સરસ આ રસ સુધારસ હવો,
તે થકી સરસ આ ધરમ રમ ધાર છે;
જનમ મરણ તણા ફેરાને મટાડી દીએ,
વિપત્તિની વેળાએ વડેરી વળી વાર છે,

નરક નીગોદ માંહી જાતાં અટકાવી દીએ,
એષ્ટ આ ધરમ રસ વડો સાહુકાર છે;
**શામજી** કે ધર્મનું આ મૂલ માની લીઓ તમે,
મોટામાં આ મોટો માનો મંત્ર નવકાર છે. ૧
નવકાર સાર સર્વ સૂત્રનો સિદ્ધાંત તણો,
ઉત્તમ મહિમા જેનો સર્વદા અપાર છે;
જપે એક ધ્યાને જન જતનાથી જેહ વળી,
ભલી રીદ્ધિસિદ્ધિ તણો ઘરમાં ભંડાર છે;
સમકિત સાચું જેનું શ્રદ્ધા વલી સાચી દિસે,
હેમતણા હાર જેના ઘરમાં હજાર છે;
**શામજી** કે ધર્મનું આ મૂલ માની લીઓ તમે,
મોટામાં આ મોટો માનો મંત્ર નવકાર છે. ૨
એક મન થકી જપે મંત્ર નવકાર વડો,
પુત્રને કલત્ર તણો જેને પરિવાર છે;
હીરા મોતી આદિ દ્રવ્ય તણો નહીં પાર કદી,
દુનિયામાં દિપ્યમાન જેહનો દેદાર છે;
મળે રાજસભા માંહીં માન મોટું એહ થકી,
સંકટ નિવારણ તો એહ શીરદાર છે;
**શામજી** કે ધર્મનું આ મૂલ માની લીઓ તમે,
મોટામાં આ મોટો માનો મંત્ર નવકાર છે. ૩
આફ્રત કદી ન આવે, કષ્ટ સહુ દૂર જાય,
તાપ સહુ ત્રોડવાને તાતી તરવાર છે;
અરિ મિત્ર થઇ જાય, કામ તણી સિદ્ધિ થાય,
દોલત કેવાય જેની જેવો દરબાર છે;
જશ જામી જાય જેનો સકળ જગત માંહીં,
ઠીક ઠાઠે માઠ જેનો વળી ઠાર ઠાર છે;
**શામજી** કે ધર્મનું આ મૂલ માની લીઓ તમે,
મોટામાં આ મોટો માનો મંત્ર નવકાર છે. ૪
જંગલમાં જનાવર ઝેરી જે કેવાય વળી,
વાઘ સિંહ સર્પ આદિ જેહ દુખદાર છે;

નવકાર મત્ર જપનાર થકી દૂર નાસે,
લળી લળી રહે વળી જેહ તો લાચાર છે,
પૂર પાણી પણ પીડા કદી નવ કરી શકે,
એવો મત્ર મહિમાનો મૂત્રમા આધાર છે,
શામજી કે ધર્મનુ આ મૂલ માની લીઓ તમે,
મોટામા આ મોટો માનો મત્ર નવકાર છે. ૫
રોગ શોક દૂર થાય, ચિત્તમાં સતોષ થાય,
દૂર રહે વળી જેહ ચોર ને શિકાર છે,
હળુ કરમી હમેશ થતો જાય હૈયા વિષે,
જપે નવકાર થકી વળી જયકાર છે,
પાર પામે ભવતણો સિદ્ધ ગતિ સાપડે છે,
કહો આવો અવનિમા કોણ સુખકાર છે,
શામજી કે ધર્મનુ આ મૂલ માની લીઓ તમે,
મોટામા આ મોટો માની મત્ર નવકાર છે. ૬
અરિહત જપ્યા થકી અષ્ટ કર્મ દૂર થાય,
સિદ્ધજીને જપે સુખમય આ સમાર છે,
આચારજ જપેથી આચાર આતમાનો આવે,
નકી મોક્ષ પદ મળે જેહ નિરાકાર છે,
ઉપાધ્યાજી જપેથી અંતર શુદ્ધ થઇ જાય,
જ્ઞાનીને તો નહિ જપે તેહતો ગમાર છે,
શામજી કે ધર્મનુ આ મૂલ માની લીઓ તમે,
મોટામા આ મોટો માનો મત્ર નવકાર છે. ૭
ગુરૂ ગુણતણી જે પ્રશસા પ્રેમ થકી કરે,
બાધે ગોત્ર ઉંચપદ તણો તો પ્રકાર છે
મહા મુનિરાજનુ કહેલું કેણ માન્ય કરે,
સુખી થાય સદાકાળ તેહ તારનાર છે,
અમૂલ્ય અમૃત ધારા વખાણની વાણી માંહી,
ધીરવીર નર હોય તેજ ધારનાર છે,
શામજી કે ધર્મનુ આ મૂલ માની લીઓ તમે,
મોટામા આ મોટો માનો મત્ર નવકાર છે. ૮

# नवकार मंत्र महात्म्य विषे.

રાગ બનજારો.

સહુ જનને જે સુખકાર, નિત જપો તમે નવકાર—ટેક છે.
છે સૂત્ર સિદ્ધાંતની શાખ, થાય નવકારથી કર્મ ખાખ;
સુખ મળે સદા શ્રીકાર, નિત૦ ૧
અરિ અષ્ટ કર્મ તો ઉડે, બહુ આપદ એથી બુડે;
બહુ નવકાર ગુણ બલિહાર, નિત૦ ૨
દિન ઉગમતે તમે દાડી, લક્ષ ધર્મમાં લ્યોજ લગાડી;
પ્રિય ભવનો આવે પાર, નિત૦ ૩
પ્રભુ સ્તુતિનું તત્વ તે માંહીં, કહો સાર ન આવો કયાંહી;
દિલ વિચારજો દિલદાર, નિત૦ ૪
મન શુદ્ધ થશે એ સાધે, બહુ લક્ષ ધર્મમાં બાંધે;
અરિ આલસોં જાય અપાર, નિત૦ ૫
આ અનુપૂર્વી ઉરમાંહી, ગણો રોજ મળે સુખ જ્યાંહી;
શુધ સમક્તિનો એ સાર, નિત૦ ૬
દ્રવ્યે ને ભાવે લાભ, અતિ ઉડે કષ્ટનો આભ;
વણસે સહુ મિત્ર વિકાર, નિત૦ ૭
રૂડી ધર્મની આસ્થા રાખો, દુઃખ ભવોભવી નહિ દાખો,
જવું મોક્ષ ગતિ મોઝાર, નિત૦ ૮
નિત નીતી ધર્મને ન્યાળો, પ્રેમ થકી શીયળ વ્રત પાળો;
શુધ શ્રાવક મતિનો સાર, નિત૦ ૯
જીવ હિંસાથી છે હાની, એ મંત્રનો મહિમા જાણી;
ઉર દયા દયાજ અપાર, નિત૦ ૧૦
વળી સ્થાનક પાપનાં વળગ્યાં, કરો અઢાર જાતનાં અળગાં;
પૂરણ સુખ તણો પ્રકાર, નિત૦ ૧૧
સેવક **શામજી** તો કે છે, નમી સહુને શિક્ષા દે છે;
અંતરમાં ધરો અપાર, નિત૦ ૧૨

# धर्म करवा विषे.

" જગત હે રેનકા સપના, સમજ મન કોય નહી અપના; "—
એ કબીરના પદનો રાગ.

ધર્મ એક ધાર તુ ભાઈ, સગુ નહી અંતકો થાઈ,
મટાડો મોહ ને માયા, પડે એક દિન તો કાયા ૧
ઘણું દ્રવ્ય મેળવ્યુ ભાઇ, અંત સમે સાથે નહિ કાંઇ,
કરી બહુ કુડ તો કોઇ, અંત સમે તે રહે રોઇ ૨
ભાઈ બેન માતને તાત, કરે સહુ સ્વાર્થની વાત,
દુખ જન્મ મરણુ કો લેશે, અગ્નિ દાહ એહ તો દેશે. ૩
ખોટી એવી ખલકની માયા, જેવી વાદળ તણી છાયા,
જેવો કાચો કુંભ છે કાયા, દિલે તમે વિચારો ડાહ્યા ૪
જેવો વળી પાણી પરપોટો, ખરે દેહ દિસે વળી ખોટો,
વળી ટકે કેમ કહો વીજળી, જરૂર દેહ જાય છે જળી ૫
બહુ કર્યા બંગલા વાડી, ઘણી રાખી ઘોડા તણી ગાડી,
મુવા પછી કામ તો નાવે, જરૂર કોય હાથ તો જાવે. ૬
ભાઈ ગણો ભામની ભુંડી, કપટતણી એ કહો કુંડી,
અથીર આ જગતની બાજી, રૂડુ જોઇ ના થવુ રાજી, ૭
કરો એક ધર્મ નિજ હાથે, સદાકાળ એ રહે સાથે,
સુખ બહુ સાંપડે સારૂ, દુખ ભવ અન્યમા ન્યારૂ ૮
ધરો દયા દાનમા દિલ, લગારે નહીં કરો ઢીલ,
શીયળ વ્રત પાળજો સ્નેહી, દુખી થાશે એ વિણુ આ દેહી ૯
બાર વ્રત પાળજો પ્રીતે, ભવતણો પાર એ રીતે,
ધર્મ વિણુ જીવ જો જાયે, નકી નારકીમા જવુ થાયે. ૧૦
જાતી તુ લેને જિનવાણી, ખરે તુ નાખ્ય પુણ્યખાણી,
કદી તેથી તરવાનો વારો, અરે ઢોંઢી આવશે આરો ૧૧
માટે મહાવીરને સમરો, જરૂર જિન દેવ સ્તુતિ કરો,
અનંતા કર્મ ખપી જાયે, કાયાતણું કલ્યાણુ તો થાયે. ૧૨
મારૂ મારૂ ના કરો મિત્રો, ચેતી લેજો સ્વપનાતણા ચિત્રો,
થશે આ ખાખ તો કાયા, ભજો એવુ જાણી જિનરાયા. ૧૩

ધરો ટેક ધર્મની ભાઇ, ગુણ ઝાઝા અરિહંતના ગાઈ;
મળે સુખ મોક્ષનાં માનો, સંદેહ તમે રાખો વળી શાનો. ૧૪
સદા શીખ આ કહી સારી, ફકીરી રાગ મહીં ધારી;
ધરોને મિત્રો તમે ધ્યાને, હું તો કહું કાંઇ નહિં માને. ૧૫
સદા દીન **શામજી** બોલે, હું તો વળી તરણાને તોલે;
ગણી શીખ ઉમદા આજે, લહો લક્ષ ધર્મના કાજે, ૧૬



# વૈરાગી પ્રભાતીયું.

માનવી મમતમાં મોહી તું શું રહ્યો, અથીર આ આવખું જાણ તારૂં;
કોણ તારા સગા જગતમાં છે વળી, બહુ હવે ગોત બગ્રવાનું બારૂં-
માનવી૦ ૧
ભવ ઘણા તેં કર્યા ભવ્ય પ્રાણી જનો, પાર તો તે તણો નાહીં આવ્યો;
અતિ કર્યાં સુકૃત જે તે થકી સૃષ્ટિમાં, મનુષ્ય ભવ ભાવથી આજ
લાવ્યો-માનવી૦ ૨
લાવીને શું વળી સમજીયો આ સમે, સાચું શું સૃષ્ટિમાં જાણ સારૂં;
માન મિથ્યાત્વને માનવી આ સમે, શું થશે આખરે ભાઈ તારૂં-મા૦ ૩
દીલ દ્રઢ છે નહીં પંથ બહુ પાળીયા, ટેક વિવેકની નાહીં રાખી;
ઓળખ્યા નાહીં તે વીર વીતરાગને, શું ગળી જાણી જોઈજ માંખી-
માનવી૦ ૪
કોઇ હનુમાનને કોઇ વળી પીરને, મેલડી માતને તુંજ માને;
મદદ સહુ તણી વળી માગતો માનવી, વાત નાહીં ધરે કોઇ કાને-
માનવી૦ ૫
ફર આ કાળમાં આળ પંપાળમાં, શું પડયો ભૂલીને આજ પ્રાણી;
મોક્ષનો માર્ગ તો નહિ મળે એહમાં, જો હવે જીનનો પંથ જાણી-
માનવી૦ ૬
તત્વ તેનાં વળી આજ તું તપાસને, તાર એવો મળે નહિજ ક્યાંથી;
જડ મતિ જાય છે, શુધ ગતિ થાય છે, મોક્ષનો પંથ છે એજ માંહી-
માનવી૦ ૭

**શામજી** શુ કહુ વારવારે વળી, શુ કહુ હુ વિશેષે પુકારી,
પંથ આ છે વળી આજ નિગ્રથનો, વારવારે જાઊ હુંજ વારી–મા૦ ૮

## સાધુ મુનિને આરાધવા વિષે.

### પ્રભાતીયું બીજું

સાધ આરાધને બાધ મૂકી બધા, સૃષ્ટિમાં લાધશે લેર સારી,
પંથ નિગ્રથનો પાળજે પ્રાણીઓ, ભવ નહીં જઇશ તો એર્થો હારી–
સાધ૦ ૧

ભોગ છોડી ભલા જોગ સાધ્યા જતી, એશુ ઓછી હવી કીર્તિ એની,
ધન્ય છે ધન્ય છે મુંજ અણગારને, કાળ આ કલિયુગમા મુખ કેની–
સાધ૦ ૨

સુખ બધા છોડીયા આજ સસારના, રાગને દ્વેષ તો છાડી દીધા,
અજરને અમરના દીર્ઘ પથો ગ્રહ્યા, લેશ ના કલેશમા ચિત્ત લીધા–
સાધ૦ ૩

ભામની તો ગણી ભુંડી આ ભવ વિષે, નરકમા એજ છે નાખનારી,
એવુ જાણી વળી મૂકી મુનિ થયા, વારવારે હુ તો જાઉં વારી–
સાધ૦ ૪

ઝેર સસારને જાણીયોરે જતી, માની છે ખોટી તો સર્વ માયા,
સાધવા આજ કલ્યાણ આત્મા તણું, પોષતા નહિ વળી નિજ કાયા–
સાધ૦ ૫

મોહને મમતને આજ ત્યાગ્યા અતિ, માનીયો ધરમ સાચો સખાઇ,
ક્રોધ વિરોધમા બોધ તો નહિ વળી, શોધ તો શાસ્ત્રનો સત્ય થાઇ—
સાધ૦ ૬

દિલ દયા બહુ હવી પ્રાણી દુભાય ના, માર્ગ આ મોક્ષનો ચિત્તધારી,
સૂજતુ વેરતુ શાસ્ત્ર આધારથી, તે થકી કેક દીધાજ તારી—
સાધ૦ ૭

પોજતુ પાળતુ બહુ બહુ પ્રીતથી, વાચતાં તેમ વિધ વિધ ભાતે,
દેશના દે ઘણી લેશ તે ચૂક ના, સ્તવન તો ગાય છે રૂડી રીતે–
સાધ૦ ૮

તુજ ગુરૂ દેવજી સ્વામી શોભે ઘણા, એ તણી મેર છે આજ ભારી;
પૂરૂં પરભાતીયું આજ અમરેલીમાં, આ રચ્યું પ્રીતથી પ્રિયકારી—
સાધ૦ ૯

ઓગણીસો વળી આજ પીસતાળીસે, માસ તો ચૈત્ર સારોજ ધારો;
શામજી કે સદા સાધ આરાધવા, બોલ આ શ્રેષ્ઠ છે ભાઇ મારો—
સાધ૦ ૧૦

---

# संसार अस्थिर छे ए विषे,

"જનુની જીવોરે ગોપીચંદની" એ રાગ.

ધર્મ ન છોડોરે શ્રાવકો, આતો અથીર સંસારજી:
જલબિંદુ સરખું આયુષ છે, કેટકેટલી વારજી—ધ૦ ૧
ઉપમા સંસારની ચાર છે, એક સમુદ્રની ધારજી;
પાર પામવા કો શક્ત ના, એતો અનંત અપારજી;—ધ૦ ૨
અગ્નિની ઉપમા બીજી ગણો, બળી રહ્યો આવારજી;
સુખી નહીં કોઇ સૃષ્ટિમાં, એક મુનિ અણગારજી—ધ૦ ૩
ઉપમા ત્રીજી અંધકારની, આપે અસત્ય ભાસજી;
દુઃખનાં સ્થળ તે સુખ લાગતાં, રૂડા ગાય છે રાસજી—ધ૦ ૪
ઉપમા ચોથી શકટ ચક્રની, ફરે પડીયો સંસારજી;
ધરી ધરી આજ મિથ્યાત્વની, જન્મે અનંતી વારજી—ધ૦ ૫
સાચાં તત્વ ત્રણ આ સમે, દેવ ગુરૂને ધર્મજી;
એજ હરનિશ આદરો, ખપી જાય છે કર્મજી—ધ૦ ૬
ચાર ગતિમાં જીવ જાય છે, એક નરક તીરયંચજી;
મનુષ્ય ગતિ વળી દેવતા, કર્યાં કર્મનો કસજી—ધ૦ ૭
રીદ્ધિ સિદ્ધિ કોઇ પામીયે, પૂર્વ જન્મનાં પુન્યજી;
કે વેરાગી થઈને ભમે, નક્કી પુન્ય છે ન્યૂનજી—ધ૦ ૮
કર્યાં કર્મ ભોગવે સહુ, એ છે નહીં અન્યાયજી;
વાવેલું લણવું આવારમાં, સાર સાચો સમજાયજી—ધ૦ ૯
પૂજ્ય હવા સ્વામી દેવજી, એનો ચેલો આવડજી;
શામજી કે છે હે શ્રાવકો, સાધો સમકીત સારજી—ધ૦ ૧૦

---

# मिथ्यात्व छांडवा विषे.

પ્રભાતીયાનો રાગ.

" રે જીવ જિન ધર્મ કીજીયે "—એ રાગ.

રે મન મિથ્યાત્વ છાડીએ, સાધી સમકીત સાર,
દેવ ગુરૂને ધર્મને, આરાધ્યે ભવપાર—રે મન૦ ૧
જુઓ જુઓ જિન ધર્મ છે, જેની આદિ ન કાંઈ,
વડા તત્વ વીતરાગના, મોટો લાવ એ માહીં—રે મન૦ ૨
અતિ મોટા અરિહંતને, નમો નમો નરનાર,
કર્મના દળીયા કાપશે, થાશો બેડાપાર—રે મન૦ ૩
દ્રવ્યે ને લોભે દેખીયે, ગુણ એમા અનેક,
માટે તમે હે માનવી, રાખો સાચી ટેક—રે મન૦ ૪
પુણ્યશાળી તમે પ્રાણીઓ, રાખો દયા દિલમાય,
દુભો નહીં કોઇ જીવને, જુઓ જુઓરે ન્યાય—રે મન૦ ૫
પ્રભાતે પારસનાથનુ, કર્યે સ્તવન કલ્યાણ,
ચોવીશ તીર્થંકર દેવનુ, કરો સમરણ જાણ—રે મન૦ ૬
શુદ્ધ સામાયક આદરો, અતિ શ્રદ્ધા આણી,
વિચાર બીજા નવ કરો, સાચા જિનને જાણી—રે મન૦ ૭
પડીકમણું પ્રીતે કરો, હે પુણ્યવંત પ્રાણી,
પાપ એથી નાશી જાય છે, ખરે પુણ્યની ખાણી—રે મન૦ ૮
જુઠું જીભે નવ બોલવુ, વડા વિવેક માથ,
કુડ કપટ કદી ના કરો, હીરો આવ્યો છે હાથ—રે મન૦ ૯
કામ ક્રોધને મોહને, ત્યાગોને તતખેવ,
અથીર આવખુ જાણીને, ભજો વીતરાગ દેવ—રે મન૦ ૧૦
જીવ જાતો રેશે એકલો, પડી રેશેજ કાયા,
ધન દોલત નવ આવશે, શાને વળગી આ માયા—રે મન૦ ૧૧
ખોરી ખોરીને બાળશે, થાશે રગની રાખ,
એવો વિચાર ન આવીયો, અતે સ્વાદ ન ચાખ—રે મન૦ ૧૨
ગુણી ગુરૂને પૂજ્ય પ્રેમથી, વાંદો વારવાર,
કર્મ ખપે આ કાળમા, ઓછા ભવ છે અપાર—રે મન૦ ૧૩

નિર્દોષ આહાર વોરાવવો, જંખો વાર'વાર;
ધન્ય દિવસ એવો આવશે, પ્રગટે પુણ્ય અપાર—રે મન૦ ૧૪
પ્રભાતીયું કર્યું પ્રીતથી, અમરેલીની મોઝાર;
ગુરૂ મારા સ્વામી દેવજી, તણો પ્રતાપ અપાર—રે મન૦ ૧૫
શેવક **શામજી** કે સદા, વાંચો વાર'વાર;
સ'વત ઓગણી પીસતાળીશે, માસ ચૈત્ર અવતાર—રે મન૦ ૧૬

# श्री ज्ञाताजीना बोल, काव्यमां प्रश्नोत्तर, कर्म विपाक काव्य.

દોહરા.

કથા કરમ વિપાકની, સ'ભળાવું આવાર;
શ્રવણ કરો સજ્જન સદા, આન'દ અપર'પાર. ૧
કયાં કરમથી કઈ ગતિ, જીવ તણી તો થાય;
એ વર્ણન આ સ્થલ લખું, મદ માનવીનો જાય. ૨
જીવ અનાદિક કાળનો, ભટકે ભૂંડે વેષ;
પાર ન આવ્યો તેહનો, બહુ વર્ણન છે એશ. ૩

૧ ગૌતમ પૂછે પ્રેમથી, શ્રી મહાવીર સમીપ;
ઉત્તર ભગવ'ત આપજો, દેખું આપને દીપ. ૪
કયાં કરમ કીધાં થકી, કાણો જન તો હોય;
એ ઉત્તર દેવો ઘટે, મદ રાખે નહિ કોય. ૫
શ્રી મહાવીર તો બોલીયા, હે ગૌતમ ગણધાર;
ફળ બીજ ઝાઝાં વીંધીયાં, પૂર્વ ભવે પ્રિયકાર. ૬
એ પરતાપે થાય છે, કાણો જન તો કોય;
મદ માનવીનો ના રહે, કરમ કરે તે હોય. ૭

૨ ગૌતમ પૂછે પ્રેમથી, હે મહાવીર સુખદાય:
કયાં કરમ કીધાં થકી, બન્ને આંખો જાય. ૮
જળમાંહીજ ઝબોળીયા, ત્રસ થાવર જે થાય;
એ પરતાપે આંધળો, આ ભવમાં થઈ જાય. ૯

૩ ગૌતમ પૂછે પ્રેમથી, હે ભગવંત સુખદાય;
અધો બેરો શા થકી, જીવ એકલો થાય. ૧૦
પૂર્વ ભવે મધ પાડીયા, નાખી છીતા જ્યાર,
અજ્ઞાને અક્કલ નહી, મળે દશા દુખદાર. ૧૧
૪ ગૌતમ પૂછે પ્રેમથી, હે મહાવીર ભગવાન,
જળમણુ આખે દેખતો, શાથી એ નુકશાન. ૧૨
પૂર્વ ભવે તો પંખીયા, સ્રીના ઝાઝા રૂપ,
એ પરતાપે પામીયો, ખોટી કોડી કૂપ ૧૩
૫ ગાતમ પૂછે પ્રેમથી, કુળ સિદ્ધારથ સાર,
કયા કરમથી કૂબડા, જીવ થાય આવાર ૧૪
ચૂરણ કીધા સામટા, એકંદ્રી જીવધાર,
એ પરતાપે કબડો, જીવ થાય આવાર. ૧૫
૬ ગૌતમ પૂછે પ્રેમથી, કહો હવે પ્રભુરાય,
શુંબડો નર શાથી થશે, શાથી એ નિદાય ૧૬
ચોપદ પશુને બહુ કરી, ભાર ભર્યો નર અંધ,
એ પરતાપે શુબડો, કર્યો કરમના બધ ૧૭
૭ ગૌતમ પૂછે પ્રેમથી, હે પ્રિયકગ પ્રભુરાય,
ઠુંઠો શાથી નીપજે, કો' એનીજ કથાય ૧૮
પૂર્વ ભવે છેદ્યાં ઘણા, પશુના નાકજ કાન,
પામર પાખો ત્રોડીને, જીવનુ કરીયુ જ્યાન. ૧૯
દયા દીલ રાખી નહીં, દાખી દુષ્ટતા દીલ,
ઠુઠો ભવ તેથી ઠરે, બહુ જે હોય બખીલ ૨૦
૮ ગૌતમ પૂછે હે પ્રભુ, પંગુ શાથી થાય;
કયા કરમ કીધા થકી, ન મળે તેને પાય. ૨૧
ઘાત કરી પશુ જીવની, મન મલકાતો જાય,
એકદ્રી હણતો ઘણું, એથી પગુ થાય ૨૨
૯ ગૌતમ ગુરૂને પૂછતા, ગુગો ઓબડો હોય,
ભોગ લાગીયા શા થકી, જીવ ઘણેરા જોય ૨૩

સંજમધારી ચીડવે, બોલે અવરણ વાદ;
કો ગતિ એની શી હવી, અંતે એવા સ્વાદ. ૨૪

૧૦ ગૌતમ પૂછે પ્રશ્ન આ, બધિર સુજેલો થાય;
શા પાપે પરગટ થશે, એવાં દુખ દિલમાંય. ૨૫
વૈદકપણું વોરે વળી, કરમ કરેજ અપાર;
જીવ હિંસા થાયે ઘણી, અંતે એ ઉદ્ધાર. ૨૬

૧૧ ગૌતમ પૂછે ભાવથી, હે મુજ પ્રાણાધાર;
બધિર પાંગલો નીપજે, કયાં કર્મનો સાર. ૨૭
વનસ્પતી કાપી ઘણી, હાથે છેદે છેક;
પૂર્વ ભવી પરિણામ એ, રહે ન કોની ટેક. ૨૮

૧૨ ગૌતમ પૂછે હે પ્રભુ, ગાંડો ગુંગો હોય;
કયાં કરમ કીધાં હશે, સંકટ મળીયું સોય. ૨૯
તીર્થ ચતુરનો મુખથી, બોલે અવરણ વાદ;
એ પરતાપે ભોગવે, અંગે એવી યાદ. ૩૦

૧૩ ગૌતમ પૂછે પ્રેમથી, ગળતકોઢીયો કોય;
શાથી એ સંકટ ગ્રહે, સુખ ન સ્વપ્ને હોય. ૩૧
સુવર્ણ ને રૂપા તણી, ભઠ્ઠી ભરાવે જેહ;
એ પરતાપે ઉપજે, ગળતકોઢીયો એહ. ૩૨

૧૪ કો' સ્વામી સુકૃતી ઘણો, પણ જશ નાવે જોય;
કરવા જાએ પાધરૂં, પણ અપકીર્તિ હોય. ૩૩
સચિત ઘણાં ઓસડ તણો, સાધે બહુ સંજોગ;
એથી અપજશ ઉપજે, જેવા કરમના જોગ. ૩૪

૧૫ હે મહાપ્રભુ ! જન મીંજરો, શાથી કોઈ થાય;
કયાં કરમ કીધાં હશે, સમજે શાતા થાય. ૩૫
પાપ તણો ઉપદેશ દે, મદ મનમાં ના માય;
માટે હુવો મીંજરો, કરમે ફળ સુહાય. ૩૬

૧૬ બહુ જન બીકણ તો હવા, શા કરમે તે થાય;
અરિહંત ઉત્તર આપજો, શંકા મનની જાય. ૩૭

પાપ તણો તો પાર ના, કાયા મદ ના માય,
બીકણુ એથી તો બને, ઠાલે હાથે જાય. ૩૮
૧૭ સારૂ નહી શરીર તો, સ્વામી શાથી થાય,
કરૂપ હવો કાયા વિષે, મર્મ કહો મુનિરાય. ૩૯
હુદ્દો આવ્યો હાથમા, કરે આકરા દંડ,
દયા ન હોયે દિલમા, જીવ કરે આક્રંદ ૪૦
૧૮ ગૌતમ પૂછે ગુરૂ પ્રતિ, રોગ ભગંદર થાય,
કયા પાપ કીધા હશે, સુખ કદી ન સુહાય. ૪૧
જીવ પચેંદ્રી તો હણ્યા, હાથે કરી હલાલ,
રોગ ભગંદર રૂધિયો, હોયે એજ હવાલ ૪૨
૧૯ ગણુધર પૂછે હે ગુરૂ, દમડી દ્રવ્ય ન હોય,
ઈચ્છા અદકી થાય પણુ, જાય તમાસો જોય ૪૩
શા પાપે સંકોચ છે, સમજાવો એ સાર,
અતિ હુ માનિશ આપનો, આજ ખરે ઉપકાર ૪૪
ધર્મ તણી અંતરાય તો, પાડી પરભવ માય,
ઇચ્છ્યુ ન મળે એ થકી, થાય દુખ મનમાય. ૪૫
૨૦ કો’ સ્વામી વળી નીપજે, કંઠમાળનો રોગ,
જીવ સાથે લાગી રહ્યો, કયા કર્મનો જોગ. ૪૬
મચ્છ માર્યા વીધ્યા ઘણા, કર્મ ઘણાજ કઠોર,
એ પરતાપે રોગ એ, હિંસા કરતો ઢોર ૪૭
૨૧ કો’ સ્વામી આ દર્દ છે, હરસતણું અંગમાય,
કયા કરમ કીધાં હશે, જંપે જરા ન જ્યાય. ૪૮
ધૂણી બહુ ધખાવી છે, જીવ સંતાપે જેહ,
હર્ષ નહીં આ હરસમા, અંતે આપદા એહ. ૪૯
૨૨ ગૌતમ પૂછે હે પ્રભુ, પ્રગટે પિત્તજ રોગ,
શા પરતાપે સંચરે, એવો અંગનો યોગ ૫૦
સેવે મૈથુન સામટુ, અતિ આણી ઉલ્લાસ,
પાપતણું ના માપ છે, પિત પ્રગટે છે ખાસ ૫૧

૨૩ બોલે મીઠું પણ બહુ, લાગે કડવું કેણ;
શાથી સ્વામી એ કહો, વરમાં લાગે વેણ. ૫૨
આહાર પંચેંદ્રીતણા, કર્યાં હવા જન કોય;
એનું બોલ્યું ના ગમે, અન્ય જનોને જોય. ૫૩

૨૪ કો સ્વામીજ શરીરમાં, વાળા અતિશય હોય;
કયાં કરમ કીધાં હશે, સંકટ એવું સોય. ૫૪
વનસ્પતિ કાપી ઘણી, બનાવી શોભા બેશ;
જીવ કર્યાં જખ્મે ઘણા, એથી દુઃખ અશેષ. ૫૫

૨૫ ગૌતમ પૂછે હે ગુરૂ, રોગ રહિત આ દેહ;
રહે નહીં કોદી વળી, શા કરમે સંદેહ. ૫૬
અસત્ય ઝાઝું આચરે, લિયે લોકની લાંચ;
એથી કદી ન આળસે, અંગ મહીંથી આંચ. ૫૭

૨૬ કો' સ્વામી સંજોગોનો, વળી કયમ થાય વિજોગ;
મળેલું ગુમાવે માનવી, શા કરમે એ ભોગ. ૫૮
ઘણાં કર્યાં માયા કપટ, ધૂર્તપણું ધર્યું અંગ;
મિત્ર કપટ બહુ કર્યું, એથી વિજોગ રંગ. ૫૯

૨૭ ગૌતમ પૂછે પ્રભુ પ્રતિ, એક પ્રશ્ન આધાર;
કુરૂપ શાં કરમે થશે, જીવ ઘણા તો જ્યાર. ૬૦
કુસુમ ફલાદિક ત્રોડિયાં, પરિહાર સહ પ્રીત;
રૂપે ઝાઝું રાચિયો, મળે કુરૂપની રીત. ૬૧

૨૮ ડરતો થરથરતો ઘણો, અલ્પ હવો અપરાધ;
કયાં કરમથી કો વળી, મટે ન મનનો બાધ. ૬૨
પૂર્વે ભવે કરીયાં વળી, કોટવાળનાં કામ;
બીકણ એ પરતાપથી, કર્યાં કર્મ પરિણામ. ૬૩

૨૯ કો' સ્વામી જન કેટલા, પામે ઝાઝા રોગ;
કયાં કરમથી એહને, એવો મળશે યોગ. ૬૪
કુવા તળાવ ગળાવીયાં, વળી ઝાઝી તો વાવ;
કુડજ કીધાં કોડથી, અન્ય ભવે ઉમરાવ. ૬૫

પાપતણો તો પુંજ છે, એ કામોમા ચાર,
રોગી ન મટે એ થકી, આ ભવની મોઝાર. ૬૬
૩૦ કો' સ્વામી જન કોઈ તો, બોલે મીઠું વેણ,
ગમે ન બીજા ને જરા, કડવુ લાગે કેણ. ૬૭
અન્ય ભવે ઈરષા કરી, જીવ પચેંદ્રી જાણુ,
એથી આ ભવ અન્યને, પ્રિય ન પડે પરમાણ ૬૮
૩૧ કાયામાહિ કુપુટણી, ખાજ ખુજના રોગ,
ચાલે શાથી નાથજી, જથા કહો ને જોગ ૬૯
પૂર્વ ભવે પ્રાણીજને, તેરંદ્રી લેઇ હાથ,
જલમા નાખી શેકીયા, મોટા સકટ સાથ ૭૦
કોઇ કલેડામા વળી, નાખી શેકે જાણુ,
એથી તો નવ આળસે, રોગ રહિત સુજાણ ૭૧
૩૨ ગોતમ પૂછે હે ગુરૂ, કોઇ અનાડી લોક,
ભણે મિથ્યાતી સૂત્રને, પરૂપણાના થોક ૭૨
કયા કરમ કીધા થકી, એવી બુદ્ધિ થાય,
સમજાવો સ્વામી મને, શાન્તિ તો સુહાય ૭૩
અન્ય ભવે બહુ આળ તો, ખોટા દીધા હોય,
ક્રોધ કીધો છે કારમો, જેથી એ ફલ જોય ૭૪
૩૩ ભણી સૂત્ર ભુડુ વદે, શિક્ષકનુ જન કેમ,
કયા કરમ કીધા થકી, એ ગતિ પામે એમ ૭૫
પૂર્વ ભવે પ્રાણીજને, તેલ અને ઘૃત ઠામ,
મૂકી ખુલ્લા જીવડા, માર્યોના પરિણામ ૭૬
૩૪ કો' સ્વામી સ્ત્રી જાતમા, કોઇ નપુસક થાય,
સ્ત્રી સુખ પામે નહિ પછી, કયા કરમ ઉભરાય. ૭૭
કીધા માયા કપટ ને, દ્રવ્ય હર્યુ બહુ દીન,
પૂર્વ ભવી પરતાપથી, નપુસક ને આધીન. ૭૮
૩૫ કો' સ્વામી કઇ કોઢીઓ, જન શા કરમે થાય,
મુજ મન ચોખું તો કરો, સારી એ શંકાય. ૭૯

પૃથ્વીકાયતણો વળી, કર્યો છેદ ને ભેદ;
એજ પ્રતાપે પામિયો, રોગતણો એ ખેદ. ૮૦

૩૬ ગૌતમ પૂછે હે પ્રભુ, એવા ઝાઝા અંગ;
જું લીંખ ઝાઝા જીવડા, શાથી પડતા રંગ. ૮૧
પૂર્વ ભવે મછ આહાર તો, જે કીધા જન કોય;
પ્રતાપ એ પરિણામ છે, જું લીંખ જીવડા જોય. ૮૨

૩૭ કો' સ્વામી એ શા થકી, તપ જપ કરે સજાય;
પણ બીજાને નવ ગમે, શા કરમે એ થાય. ૮૩
પૂર્વ ભવે કપટી થઇ, કરી વિશ્વાસુ ઘાત;
એ પરતાપે અન્યને, લાગે ન પ્રિય સંઘાત. ૮૪

૩૮ કો' સ્વામી તપ જપ નહીં, ઉદેજ આવે આજ;
કયાં કરમ કીધાં હશે, કહો મને મહારાજ. ૮૫
મદ તપનો કરી માનવી, કપટો કીધાં હોય;
આવે નહિ તો એ થકી, તપ જપ ઉદે સોય. ૮૬

૩૯ બોલ્યું ન ગમે અન્યને, એ શા કરમે આજ;
કયાં કરમ સ્વામી હશે, મને કહો મહારાજ. ૮૭
વાકય કળાનો તો કર્યો, અતિ જન જે અહંકાર;
એ પરતાપે અન્યને, રૂચે નહીં શુભકાર. ૮૭

૪૦ કો' સ્વામી જીવ શા થકી, પામે અશુભ વર્ણ;
કયાં કરમ કીધા થકી, સેવે એવું શર્ણ. ૮૯
રૂપતણો મદ માનવી, કરીયો વારંવાર;
શુભ રૂપ તેથી નવ મળ્યું, કર્મતણોજ પ્રકાર. ૯૦

૪૧ આળ અચાનક આવતું, ખોટું જનપર જાણ;
કો' સ્વામી એ શા થકી, કેમ હવું પરપાણ. ૯૧
પૂર્વ ભવે તો સેવિયું, તેરમું પાપજ સ્થાન;
એજ પ્રતાપે આવતું, ખોટું આળ જન માન. ૯૨

૪૨ વણ કીધે અપજશ વધે, અતિ અપકીર્તી થાય;
પૂર્વ ભવે શાં કર્મ તો, કરીયાં હોશે જયાંય. ૯૩

સ્ત્રી ભવ જીવ તો પામીને, અતિ કરી ઇરષા આમ,
સાસુ નણદ જેઠાણી સહ, કરી ઇરષા તે ઠામ ૯૪
ભ્રાત વળી ભોજાઇને, દેરાણીની સાથ,
વઢતી વારંવાર તો, આવે બાથમબાથ ૯૫
૪૩ ગૌતમ પૂછે હે ગુરૂ, એક એક જન કોય;
બેસે ઉઠે નવ ગમે, બીજાને તે સોય. ૯૬
સુવે ઉઠે પણ નવ ગમે, જાણે કયારે જાય,
કો' સ્વામી અળખામણો, છેકજ શાથી થાય. ૯૭
પૂર્વ ભવે નિજ બોલની, કરી થાય ના ભાઇ,
અન્ય વચન ધિક્કાર તો, અતિ કરે અંતરાઇ. ૯૮
સુવાસ પોતાની વળી, વધારવા બહુ ધાય,
ઇરષા કરતો એજ તો, અત દશાએ થાય ૯૯
૪૪ કો' સ્વામી ક્રોધી જનો, ઘણા ઘણા તો થાય;
ક્રોધ શમાવે નહિ કદી, શા કરમે થઈ જાય ૧૦૦
પૂર્વ ભવે જો લોભિઓ, થઇ ના ખરચે દામ,
એ કૃતના પરિણામથી, થયો ક્રોધિયો ઠામ ૧૦૧
૪૫ કો' સ્વામી એ શા થકી, અલાભ ઝાઝો થાય,
મૂલ સુદી કા જાય છે, એ શી છે અતરાઈ ૧૦૨
પૂર્વ ભવે પ્રાણીજને, પડાવી છે અતરાઇ,
લાભ મળે જો કોઈને, મળવા દીધ ન ભાઇ ૧૦૩
૪૬ શબ્દ કઠોર શા કારણે, પામે જન તો કોય,
મીઠા ન લાગે માનવી, શા મનોગે હોય ૧૦૪
આપી ફાસી જીવને, સુખ સુગો દઇ ઘાત,
એ પરતાપે કઠ શુભ, મળે નહીં સાક્ષાત. ૧૦૫
૪૭ અવાજ પામે ખોખરો, કઇ જનોજ ખરાબ,
કયા કરમ કીધા હશે, દો સ્વામીજ જવાબ. ૧૦૬
સુકંઠતણો મદ બહુ કર્યો, પૂર્વ ભવે પરમાણ,
હસાહસી પણ બહુ કરી, મળે સુરવર ના જાણ ૧૦૭

૪૮ કો' સ્વામી જન કોઇ તો, પામે સુસ્વર ભેદ;
શું શુભ કર્મો તો કર્યાં, શું નહિ કરિયો ખેદ. ૧૦૮
પરજીવ પ્રતિ મીઠું વદે, કરે રક્ષા દઇ દીલ;
પાપ પંથ છોડી દિએ, શુભે થાતાં શી ઢીલ. ૧૦૯

૪૯ શાથી બળહીણુ થાય છે, જીવ પંચેંદ્રી જાણ;
રતી નહીં શક્તિ મળે, સમજાવો સુજાણ. ૧૧૦
આહાર કર્યા મછનાવળી, આણી તીવર ભાવ;
પૂર્વભવી પરિણામ એ, બળહીણુનો ઉઠાવ. ૧૧૧

૫૦ પુરૂષ જાતમાંથી વળી, પામે સ્ત્રીની જાત;
શા પાપો કીધાં હશે, તુરત કહો ને તાત. ૧૧૨
પાપતણું થાનક વળી, સત્તરમું જે સોય;
માયા મોસો સેવિયો, એથી સ્ત્રી જન જોય. ૧૧૩

૫૧ મન વાંછિત ફલ ના મલે, આશા ન પડે પાર;
કયાં કરમ કીધાં હશે, કો' સ્વામી આવાર. ૧૧૪
પૂર્વ ભવે પ્રાણી જને, જીવ પંચેંદ્રી જાણ;
પડાવિયા વિજોગ કઇ, એથી ફલ પરમાણ. ૧૧૫

૫૨ અતિ નિદ્રા તો આવતી, કઇક જીવોને આજ;
પૂર્વ ભવે શાં કર્મ તો, કીધાં છે મહારાજ. ૧૧૬
દારૂ પીધા દશ ગણા, કર્યાંજ મદિરા પાન;
ભાવ તીવ્ર આણ્યા ઘણા, બહુ નિદ્રા પરમાણ. ૧૧૭

૫૩ બળહીણ જનતો થાય છે, કયાં કર્મથી આજ;
અતિ કર્યો અપરાધ શો, સમજાવો મહારાજ. ૧૧૮
આપ જાતનો તો કર્યો, અતિ વળી અહંકાર;
એજ પ્રતાપે પામિયો, બળહીણ કાયા સાર. ૧૧૯

૫૪ કો' સ્વામી શાં કર્મથી, બાળ ગુંગો જન થાય;
બોલી કો સમજે નહીં, શું કારણ સુહાય. ૧૨૦
બાર સીવ્યા છે બહુ કરી, નાખ્યા ભાખસીમાંય;
એજ પ્રતાપે થાય છે, કર્મ મુકે નહીં ક્યાંય. ૧૨૧

૫૫ કો' સ્વામી કો જીવને, બહુ વ્યાધિ તો થાય,
કયા કરમ કીધા હશે, કેજો પ્રિય પ્રભુરાય ૧૨૨
અનતકાયના આહાર તો, કીધા પૂર્વે જાણ,
એથી વ્યાધિ ઉપજે, વારંવાર પ્રમાણ ૧૨૩

૫૬ હાસુ બહુ આવે વળી, રીત વગર આવાર,
કયા કરમ કીધા થકી, એ ફલ પ્રભુ પ્રિયકાર. ૧૨૪
હણ્યા અસંગનીય જીવને, વળી હણાવ્યા જ્યાર,
એથી હાસી બહુ હવી, કરમજ ફલ દાતાર ૧૨૫

૫૭ તપ જનથી તો ના બને, કીધા કેવા કર્મ,
અતિ અતરાય પાડી છે, તપમા તેનો મર્મ ૧૨૬

૫૮ સાધુ સાધવીને નહી, ગમેજ કોઇ જન,
એ ફલ કેવા કર્મથી, સભલાવો શ્રી જન ૧૨૭
મનુષ પંચેદ્રી જીવની, વિરાધના કરી હોય,
એથી પ્રિય લાગે નહી, એવો કરમી કોય. ૧૨૮

૫૯ સંસારી જીવને નહીં, ગમેજ કોઇ જન,
એ ફલ કેવા કર્મથી, સભળાવો શ્રી જન. ૧૨૯
વિગલદ્રી જીવ તો વધ્યા, પૂર્વ ભવે જન માન,
એ પરતાપે પુરૂષને, વાચો નહી સુજાણ ૧૩૦

૬૦ તરૂણપણે તરૂણીતણો, કેમ થાય વિજોગ,
વાદો બહુ વગોવાય છે, શા કરમે એ ભોગ. ૧૩૧
એકદ્રી ભવમા વળી, કદર્પ મેવ્યા સાર,
તેથી તરૂણી જાય છે, કરમજ ફલ દાતાર ૧૩૨

૬૧ કો' સ્વામી જન કોઇ તો, લુલો પાગળો થાય,
શા કરમે એ ગતિ મળે, પાય વિના દુખદાય. ૧૩૩
વનસ્પતી બહુ વાઢી છે, મોળી ત્રોડી જાણ,
ચાપી બહુ ચાપે કરી, એથી એ પરમાણ ૧૩૪

૬૨ સ્ત્રી પુરૂષ વિજોગ છે, તરૂણાપણામા કેમ,
એ દુખ શાથી ઉપજે, અતરથી કો' એમ. ૧૩૫

સ્ત્રી પુરૂષ સંજોગમાં, ઓસડ વેસડ યાર;
મેળ્યા બહુ મમતા કરી, કરમ તણો ના પાર. ૧૩૬

૬૩ ગૌતમ કે' છે ગુણ નિધિ, પુરૂષ પ્રસેવાં ગંધ;
અતિ ગમતો ના અવરને, કયાં કર્મનો બંધ. ૧૩૭
પીધાં પાયાં બહુ કરી, મનુષ મદિરા પાન;
એથી છે અળખામણો, ગંધવાન તો માન. ૧૩૮

૬૪ બોલે સાચું બહુ કરી, કરે પ્રતીત ન કોય;
જૂઠો જન લાગે સદા, શા કરમે એ હોય. ૧૩૯
પૂર્વ ભવે પૂરી વળી, અસત્ય સાક્ષી અપાર;
એથી સાચો નવ ગણે, સારો નહિ તલભાર. ૧૪૦

૬૫ દાળીદરપણું પામિયો, જીવ શાથી જિનરાય;
આળસ દીલ અપાર છે, શા કરમે ફલ દાય. ૧૪૧
દાન પુણ્ય સુપાત્રને, નહિ દીધાં નાદાન;
દયા ન પાળી દીલમાં, કરપીનાં ફળ માન. ૧૪૨

૬૬ માત તાતને ભ્રાતનો, વળી થાય વિજોગ;
સ્ત્રી ભગનીને પુત્રનો, શાથી નહિ સંજોગ. ૧૪૩
કુ ગુરૂને કુ દેવને, માની હિંસા હોય;
સરધે નહિ તો સત્યને, એ ફલ આખર સોય. ૧૪૪

૬૭ કો' સ્વામી પામી ધરમ, વામે કોઈ સુજાણ;
કારણ એનું તો કહો, પ્રિય કરૂં હું પરમાણ. ૧૪૫
સિતેર કોડાકોડ વળી, સાગર થતી વળી જાણ;
દુષ્કૃત મોહિની કર્મની, ખપવે ચોથો ભાગ; ૧૪૬
કરમ મોહિની જોડીયું, પૂર્વ ભવે પરમાણ;
ત્રણ હીસ્સા બાકી રહે, ધર્મ વામવા લાગ. ૧૪૭

૬૮ બોલે સમકિત સાથતો, આરાધક સહ બંધ;
બાંધ્યા પછી શંકા પડે, એવો શાથી અંધ. ૧૪૮
કુવા નવાણ ખણાવીયાં, જીવ દુઃખી કર્યા અપાર;
એજ પ્રતાપે પામીયો, આરાધકપણું સાર. ૧૪૯

૬૯ કો' સ્વામી આ પ્રશ્ન છે, ખાય પીએ જન કોય,
જન બીજો દુખ આપતો, એ શા કરમે હોય ૧૫૦
દુખીયા જન કો જગતમા, નાખે છે નિશ્વાસ,
કયા કરમ કીધા હશે, દુખીયો બારે માસ. ૧૫૧
તીવ્ર ભાવથી સેવિયા, મૈથુન ઝાઝા માન,
સેવરાવિયા અન્યને, માની શુભ નહિ ભાન ૧૫૨
વિખ ફાસી દીધા વળી, જીવને વારવાર,
એથી પ્રાણી નવ લહે, સુખ પણ સ્વપ્ને સાર. ૧૫૩

૭૦ ચૌદે થાનક મનુષને, જીવ છમો છમ થાય,
કયા કરમ કીધા હશે, જપે નહિજ જરાય ૧૫૪
ભરી તેલ કોઠી વળી, ભર્યાં કુડલા ભાઇ,
જીવ છમો છમ એ થકી, કાયા વિષે થાય ૧૫૫

૭૧ રોગ વળી તો પિતનો, મનુષ્યને જે થાય,
કો' સ્વામી શા કરમથી, એ દુખડું ના જાય. ૧૫૬
પૂર્વ ભવે પ્રાણી જને, કીધા સલાટ કર્મ,
પિત પ્રગટીયુ એ થકી, ધર્યો ન જેણે ધર્મ ૧૫૭

૭૨ મરજાદા ઉપર વળી, લાગે જનને ભૂખ,
કયા કરમ સંજોગથી, એ સારૂં નહિ સુખ. ૧૫૮
પૂર્વ ભવે પ્રાણી જને, ખેડીયા ખેતર ચાર,
કર્યાં પાપના પુજતો, એથી એજ પ્રકાર ૧૫૯

૭૩ કો' સ્વામી કો મનુષની, આગલોં છેદન થાય,
હસ્ત અને વળી પાયની, શા કરમેથી જાય ૧૬૦
વૃક્ષ રૂખ ત્રોડીયા ઘણા, અતિ કુમલા મૂળ,
એ પરતાપે આખરે, અગે લાગી શળ ૧૬૧

૭૪ મળ્યો મનુષ અવતાર પણ, નહે તોતડા વેણ,
ધૂણે મસ્તકથી વળી, શા કરમે એ કેણ. ૧૬૨
પૂર્વ ભવે પ્રાણી જને, ગગ રેડના કર્મ,
સાધ્યા બહુ સજોગથી, એ ફલના છે મર્મ ૧૬૩

૭૫ મળે મરજ મરગી તણો, મરગી જાલો માન;
શાથી કો’ સ્વામી થશે, ધરૂં હું એકજ કાન. ૧૬૪
ધમણ ધમી લુહારની, રસ તીવરથી જાણ;
પૂર્વ ભવે પ્રાણી જને, એ ફલ આખર માન. ૧૬૫

૭૬ લીંટ લાળને થુંકતો, કેક મનુષ્યને થાય;
વૃદ્ધિ શા કરમે થઈ, શાથી એ નિંદાય. ૧૬૬
પૂર્વ ભવે પ્રાણી જને, કચરો છાણજ લાદ;
બહુ દિન ભેલું રાખીચું, થાપ્યાં છાણા સ્વાદ. ૧૬૭

૭૭ જળમાંહીં જન તો મરે, બુડી જાયે કેમ;
કયાં કરમ કીધા થકી, એ ગતિ મળશે એમ. ૧૬૮
પેસાબમાં પેસાબતો, કરીયો વારંવાર;
એથી જન બુડી મરે, આ ભવની મોજાર. ૧૬૯

૭૮ મરે જીવ બાળક દશા, લઇ ના પામે સુખ;
કયાં કર્મ કીધા હશે, કોને દીધાં દુઃખ. ૧૭૦
કર્યાં પાપખાનાં ઘણાં, પૂર્વ ભવે કો જન;
એથી જનમે ને મરે, માત્ર નામ છે તન. ૧૭૧

૭૯ વહે નાક મોહું ઘણું, ખેલ હવોજ ખરાબ;
કયાં કરમ કીધાં હશે, જિનવર દ્યોજ જવાબ. ૧૭૨
કુવા વાવડીનાં વળી, જળ ઉલેચ્યાં જાણ;
લાળ લીંટને ખેલ છે, એથી આ ભવ માન. ૧૭૩

૮૦ બાળપણે કમ્મર કળે, શીશ શૂલના રોગ;
કયાં કરમ કીધાં થકી, એવો થાશે યોગ. ૧૭૪
પૂર્વ ભવે પ્રાણી જનો, એકંદ્રી નાધાન;
ભુંજાવ્યા શેકાવીયા, આદિનાં ફળ માન. ૧૭૫

૮૧ મનુષ મરી ભૂમિ વિષે, ઉપજે થોડે કાળ;
સૂક્ષમ આયુષ દુખ બહુ, શા કરમે જંજાળ. ૧૭૬
પૂર્વ ભવે પ્રાણી જનો, બોલે જૂઠા બોલ;
સાચું ખોટું બહુ કરે, તેવો તેનો તોલ. ૧૭૭

૮૨ અપકાયોમા આવખુ, બાધે દુખ બહુ થાય,
કહોજ કેવા કર્મથી, જીવ સુખે નહિ જાય ૧૭૮
હિંસા કરી જુઠુ વદે, હાસી કરી દે આળ,
તે પરતાપે તે જીવો, તેવી લે સંભાળ. ૧૭૯

૮૩ ખોજો જન શાથી ખરે, અવતરતો અવતાર,
કયા કરમ કીધા થકી, પામે જાત સંસાર. ૧૮૦
પૂર્વ ભવે પ્રાણી જને, વનસ્પતીની વેલ,
કઢવી ઓઝી કોડથી, ખોજાનો એ ખેલ ૧૮૧

૮૪ જન્મ લીએ ગુણિકા તણો, કયા કીધેલા કર્મ,
સતીપણુ કયાથી મલે, અતિશય હોય અધર્મ ૧૮૨
કપાશીયા લોઢાવીયા, પીલ્યા શેરડી વાડ,
પાપતણું પરિણામ એ, અતિ કર્યો છે આડ ૧૮૩

૮૫ બાળપણે બોખો થશે, અગેજ ધોળા કેશ,
કયા કરમ કીધા થકી, વીરજી એવો વેષ ૧૮૪
વનસ્પતી કુણી વળી, હાથે ખુટી હોય,
એ પરતાપે દાત વિણુ, કાયા કષ્ટે કોય, ૧૮૫

૮૬ ભરનીંગળ ભારે ગ્રહે, ગડ ગુમડ જન કોય,
કયા કરમ કીધા હશે, એ સ્થિતિ જન સોય ૧૮૬
પૂર્વ ભવે પ્રાણી જનો, આખુ ફળ લઇ હાથ,
ચીરી મીઠુ બહુ ભરે, છેવટ ફળ એ સાથ ૧૮૭

૮૭ કો' સ્વામી આ કાળમાં, દાસીપણું ધરનાર,
કયા કરમ કીધા થકી, ગોલાપા કરનાર ૧૮૮
માખણ બહુ દિનનું મળી, તાવે આણી તોર,
પામે દાસીપણું પછી, વલોવાય બહુ જોર ૧૮૯

૮૮ રોગ નાકસુર નીપજે, સ્વામી શાથી આજ,
શા કરમે એ સુખ નહિ, સુજને કો' મહારાજ. ૧૯૦
પૂર્વ ભવે પ્રાણી જને, કર્યો કસાઇ વ્યાપાર,
એ પરતાપે ઉપજે, નાકસુર દુખદાર. ૧૯૧

૮૯ કીડીનું નીગરો વળી, વ્યાધિ શાથી થાય;
સમજાવો સ્વામી મને, સુખરહિત ના કાય. ૧૯૨
હસ્તિ ઘોડા ગાયને, ભેંસ તણો આહાર;
પેસાબ ભેળો તો કર્યો, નાખે મીઠું ખાર. ૧૯૩
અલ્પ કઈ અપરાધીને, સીંચે એવા ખાર;
દયાહીણુ લે દંડતો, એ ફળ અંતે સાર. ૧૯૪

૯૦ રોગ વળી જંભાસતો, સ્ત્રીને શાથી થાય;
એથી પીડા બહુ વધે, કયાં કર્મ ફળદાય. ૧૯૫
બાગ બગીચા બહુ કર્યા, પૂર્વ ભવે પરમાણુ;
ફળ બીજ રૂખ ને છાલને ત્રોડી ફળ એ માન. ૧૯૬
વૃક્ષ ઘણાં ઉપાડીને, વાવે ફરીને સોય;
રોગ મોટકો એ થકી, કાયા પામે કોય. ૧૯૭

૯૧ તપ કરતો જન બહુ વળી, બહુ ન વખાણે જન;
કયાં કર્મ કીધાં થકી, શોભે નહિ શ્રી જન. ૧૯૮
ફળ આદિકનાં આથણાં, જીઓળીયાં જળમાંય;
તાજે તાજાં તો કર્યાં, સ્વાદ લાગિયો જયાંય. ૧૯૯
નીલ ફૂગ ત્રસ જીવના, વિરાધીયા તે વાર;
તે પરતાપે તપ કરે, પણ લેખે ના યાર. ૨૦૦

૯૨ જન કો ખવરાવે ઘણું, પણ અવગુણ લે અન્ય;
કયાં કરમ કીધાં થકી, કેહેવાયે નહિ ધન્ય. ૨૦૧
પૂર્વ ભવે પ્રાણી જને, રાંધ્યા રાંધણ ભાઈ;
એ પરતાપે અન્યને, અવગુણ આવે આંઈ. ૨૦૨

૯૩ જીવ ગર્ભમાં ઉપજે, જન્મે જયારે યાર;
આડો આવે કાપતાં, કયાં કર્મ ઉદ્ધાર. ૨૦૩
કસાઈના ધંધાતણું, હાંસલ દાણુ હજાર;
લે છે લોકો કૈક જન, એ ફળનો દાતાર. ૨૦૪

૯૪ ચાડી ખાયે કૈક જન, લઈ વસ્તુ વચમાંય;
એ શા કરમે ચાડીયો, એવો ન મળે ક્યાંય. ૨૦૫

નીલ ફુલ કાચી લઇ, દીધા દુઃખ અપાર,
અખાડના અગર વિષે, હાટા એ ફળ સાર. ૨૦૬

૯૫ કો' સ્વામી શા કર્મથી, પ્રગટે સોળે રોગ,
પૂર્વ ભવે શુ રે કર્યું, એવો આવે યોગ. ૨૦૭
શેલડી કટકા કરી વળી, પીલ્યા ઘાણી માય,
ગામ નગર ઉજ્જડ કર્યાં, લોકો માર્યા જ્યાય. ૨૦૮
જન બાળ્યા કે જોરથી, જુલમ જુલમનુ જોર,
એથી જનને આ ભવે, સોળ રોગ છે ચોર. ૨૦૯

૯૬ ઉપજે ગર્ભમહીં વળી, ગળી જાય પણ ત્યાય,
શા પાપે એ સંચરે, જીવ જન્મે નહિ જ્યાય. ૨૧૦
આળ દીધા અણગારને, દીધો અસુજતો આહાર,
એથી ગળવું તો પડે, ગર્ભમહીંથી યાર ૨૧૧

૯૭ વરસ બારનુ ચોડતો, સ્ત્રીને શાથી થાય;
ખોટ વશની છે ખરે, શા કરમે સુહાય ૨૧૨
પૂર્વ ભવે પ્રાણી જને, પેસાબ ભેળો કીધ,
રાખી ઝાઝો કાળને, પછીજ ઢોળી દીધ ૨૧૩

૯૮ ચોડ વરસ ચોવીશનુ, સ્ત્રીને શાથી થાય,
ગર્ભ ચવીને ચોડ રહે, ઉપજે જીવ તો ત્યાય ૨૧૪
સેવ્યા મૈથુન સામટા, આણી તીવર ભાવ,
કર્યા કરમ બહુ તો વળી, અતે ન મળે લાવ ૨૧૫

૯૯ દિલમા દાઝગરો દહે, બળુ બળુ તો થાય,
કીધા શા જન કર્મ તો, જરા ન જપે જ્યાય ૨૧૬
પૂર્વ ભવે પ્રાણી જને, પાક ફુલના કીધ,
મર્દનકીએ ધામા નથી, અતે ફળ લીધ ૨૭૧

૧૦૦ કેક જીવો તો જનમિયા, કમાઇ માઠી કીધ,
દિએ દડ ઘર ઘર ભમે, દુખ ઝાઝેરૂં લીધ ૨૧૮
ગળે હાડલી બાધતો, શા કરમે છે બધ,
સ્વપ્ને સુખ ના પામતો, એવો શાથી અધ ૨૧૯

કરાવીયા સિસરા વળી, સંચિત એવાં થાય;
એથી દુખ બહુ પામતો, મળે ન સુખનીસાય. ૨૨૦
૧૦૧ કો' સ્વામી સ્ત્રી જાત તો, વંધ્યા શાથી થાય;
મેણું દે છે માનવી, કયાં કર્મ ફળદાય. ૨૨૧
ફળ કેરી અંતરાઈ કરી, પ્રાણી જન પરમાણ;
એજ પ્રતાપે આ ભવે, વંધ્યા મનથી માન. ૨૨૨
૧૦૨ મૃતક વાંઝણી સ્ત્રી થશે, એ શા કરમે એમ;
પુત્રતણું સુખ ના લહે, કહો થાય એ કેમ. ૨૨૩
ઉગતા અંકુર છોટીયા, વનસ્પતીના જાણ;
એથી જીવ જન્મે નહીં, નાખી પાપની ખાણ. ૨૨૪
૧૦૩ કો, સ્વામી શા કર્મથી, પુરૂષ વાંઝિયો હોય;
કયાં પાપ લાગ્યાં હશે, કષ્ટ સહે છે કોય. ૨૨૫
ઘણાં બીજનાં બીંજ તો, શેકી તળીજ સાર;
એ પરતાપે આ ભવે, એવો છે અવતાર. ૨૨૬
૧૦૪ પુરૂષ એક ને સ્ત્રી ઘણી, સરવે વંધ્યા હોય;
કયાં કર્મ કીધાં હશે, સંકટ એવું સોય. ૨૨૭
પૂર્વ ભવે કીધાં ઘણાં, હલાલખોરી કર્મ;
સારૂં થાયે શા થકી, વિના એક તો ધર્મ. ૨૨૮
૧૦૫ ચોરી કરતો જન વળી, પાડે ગાંઠડી સાર;
કયાં કર્મ કીધાં થકી, એ મળશે અવતાર. ૨૨૯
વનસ્પતી વીણી ઘણી, કાઢયા રસ બહુ ચાર;
એ પરતાપે તો હવો, ચોર નામ આ ઠાર. ૨૩૦
૧૦૬ કો, સ્વામી શા કર્મથી, જન ફાંસીએ જાય;
કયાં પાપ કીધાં હશે, એળે આયુષ થાય. ૨૨૧
પૂર્વ ભવે કીધી ઘણી, બહુ ઓકડા ઘાત;
એ કર્મે સુખ તો નહીં, વિણસે વિપરીત વાત. ૨૩૨
૧૦૭ જન્મ મરણ જીવ એઉમાં, દેખે એવો દાવ;
કયાં કર્મ કીધાં હશે, પૂરો ન મળે લાવ. ૨૩૩

વનસ્પતીના પાદડાં, ફળ બીજ છેદ્યાં છેક,
હાથે કરી ખેંચી લિએ, ન મળે કંઇ વિવેક. ૨૩૪
ચુંટે બહુ તે ચોપથી, દયા જરા નહિ દીલ,
એ પરતાપે આ ભવે, સુખની રાખે ઢીલ ૨૩૫
૧૦૮ માત પિતા દુખ પામતા, સંતતિ કાજે આજ,
કયા કર્મ કીધા હશે, મુજને કો' મહારાજ. ૨૩૬
વનસ્પતીની વેલીઓ, છેદે ભેદે છેક,
વળી પ્રસંસા બહુ કરે, એવા દુખની ટેક. ૨૩૭
૧૦૯ શ્રાવકજન સાધુતણો, લહે નહીં કંઇ લાભ;
કયાં કર્મ કીધા હશે, એવો દુઃખનો આભ. ૨૩૮
પૂર્વ ભવે પ્રાણી જનો, બોલે મરમી બોલ,
ગુહ્ય વાત ખૂલી કરે, તેથી તેવો તોલ. ૨૩૯
૧૧૦ બળ વીરજ ઓછો હવો, પણ ઓછો પરમાદ;
સમાયક પડીકમણાતણો, લહી શકે નવ સ્વાદ. ૨૪૦
પોસો પણ નવ થઇ શકે, એવા જનને કેમ,
કયા કરમ કીધા હશે, એથી ગતિ છે એમ. ૨૪૧
મનુષ્ય થઈ મમાઇનો, અતિ કર્યો આહાર,
એથી અંતરાઈ થઇ, ધર્મતણી પ્રિયકાર. ૨૪૨
૧૧૧ મનુષ્ય દિલને મેલ બહુ, કયમ ઓછેરો થાય,
કયા કર્મ કીધા થકી, ચોખો નવ કહેવાય ૨૪૩
અનેક રસ પ્રિયકાર તો, પીધા પ્રાણી જન;
એ પરતાપે આ ભવે, મેલો પ્રાણી મન. ૨૪૪
૧૧૨ નાકતણું જળ મુખમા, આવે કેમજ આજ;
કયા કર્મ કીધા હશે, મુજને કો' મહારાજ. ૨૪૫
ખાધું પીધું તો વળી, એક દ્વારથી જાય,
કયા કર્મ કીધા હશે, એવો શો અન્યાય. ૨૪૬
ધમણ ધમી સોનારની, પૂર્વ ભવે પરમાણ;
એથી એવો નીપજે, મનથી સાચું માન. ૨૪૭

૧૧૩ ઉંચે કુળ જન્મી કરી, ભલા ભોગવે ભોગ;
પછીં માઠી ચાલે મળે, એવો શાથી યોગ. ૨૪૮
પકડે નૃપતિ એહને, મારે ઝાઝો માર;
ઠાર કરે તે પુરૂષને, કયાં ધર્મ ઉદ્ધાર. ૨૪૯
અનંત કાયનાં મૂળિયાં, કાઢી ચૂરણ કીધ;
એ પરતાપે આ ભવે, દુખ કરમે તો દીધ. ૨૫૦
૧૧૪ અણકીધું અણજાણિયું, ઉરપર આવે આળ;
કયાં કર્મ કીધાં હશે, ખોટી વેંઠે ગાળ. ૨૫૧
પૂર્વ ભવે પ્રાણી જને, ગર્ભ પડાવ્યા ચાર;
છૂપા તે સંતાડિયા, એથી આળ અપાર. ૨૫૨
૧૧૫ નર કોઈ નૃપતિ સભા, જીતે ઝાઝે જોર;
વાંલો લાગે તે વળી, કયાં કર્મ છે મોર. ૨૫૩
પૂર્વ ભવે જીવ તો વળી, નારકીમાંહી જાણ;
વળી તીરજંચમાંહીં થઇ, આવું કીધું માન. ૨૫૪
અકામ નિરજરા વળી, કીધી ઝાઝી કોડ;
આ ભવમાં તો એ થકી, જશની વાધી જોડ. ૨૫૫



એવા પ્રશ્ન અનેક તો, પૂછયા પ્રભુની પાસ;
જવાબ દીધા ઝડપથી, અતિ આણી ઉલ્લાસ. ૧
ઓહોળો ગ્રંથ છે એ બહુ, શેષ ગ્રહી છે આજ;
કર્મતણું ફળ દાખવા, કરવાં સારાં કાજ. ૨
વાવો તેવું તો લણો, એ વ્યવહારિક વાત;
કર્યાં કર્મ ફળ તો મળે, સાચું એ સાક્ષાત. ૩
આ જીવનો કહીં મોક્ષ તો, થયો નહિ સતમાન;
જો મળી જાયે મોક્ષ તો, જન્મ મરણ ના જાણ. ૪
કર્મ જીવની સાથ તો, જોડાયું છે જાણ;
કર્મ રહિત જો જીવ છે, મળે મોક્ષ પરમાણ. ૫
આ જીવની તૃષ્ણા નહીં, પૂરી થઇ કો દિન;
કર્મ સહિત જ્યાં લગી હવો, જન્મ મરણ આધીન. ૬

કર્મ ખપાવે કેવળી, એવા વિરલા કોય,
આ ભવના પ્રાણી જનો, પાપી પૂરા હોય. ૭
માનવીના તો મોહનો, પાર ન આવ્યો આજ,
અજબ ગતિ એ કર્મની, કર્યા કરે બહુ કાજ. ૮
વિષમ દુખનું મૂળિયુ, ચચળ ચિત કેવાય,
ઠામે ઠરવા ના દિએ, ભવ ઝાઝા ભટકાય ૯
ઇદ્રિય તમને જીતશે, તેમા માનો દુખ,
ઇંદ્રિયને જીતો તમે, તેમા માનો સુખ. ૧૦
રાગ વિના સસારના, સંસાર વિનાના રાગ,
એ નિયમ છે શાસ્ત્રનો, મહત આપે માગ ૧૧
અનુરક્ત થાઓ સદા, ગુણીના ગુણમા યાર,
શામજી ભવ સુધરે સદા, મળે મોક્ષનાં દ્વાર. ૧૨

## श्रावकने उपदेश.

પદ.

"હરિ ભજન વિના દુખ દરીયા સસારનો પાર ન આવે"—એ રાગ.

જાગો જાગો, જૈન ધરમીયો જુગત કરી આ વારે,
લાગો લાગો, ધરમતણા ઉદ્યોગે વારંવારે　ટેક.
તમે રાત દિવસ શું સુઇ રહો, સુખ સસારીના સ્વાદ લહો,
કેવી ગતિ આખર એજ કહો—જાગો૦ ૧
પ્રાતસકાળે પ્રભુ ભજન કરો, નિત ધ્યાન અરે નવકાર ધરો,
વીર મહાવીર ને કર્જો મજરો—જાગો૦ ૨
પ્રીતે પડીકમાનું નિત્ય કરો, પુજ પાપ તણો થાશેજ પરો,
અરે માગ્ગ આવો કયા ન ખરો—જાગો૦ ૩
શુધ સામાયક તો નિવ કરજો, શુદ્ધ સ્તવન વીગતુ ઉર ધરજો;
પછી અખડ સુખમા તો ઠરજો—જાગો૦ ૪
અતિ અભેદાન જીવને દેજો, જશ આગે જગતમહીં લેજો,
રૂડી દયામહીં તો બહુ રેજો—જાગો૦ ૫

ગુરૂ ભક્તિ ઉપર પ્રેમ ધરો, મુનિ મારગને જાણોજ ખરો;
હરદમ તો કાયા કલેશ હરો—જાગો૦ ૬

સત **શામજી** કે' છે હે પ્રાણી, જિન પંથ તમે લેજો જાણી;
અરે અમૃતની છે એ ખાણી—જાગો૦ ૭

## જ્ઞાની ગુરુ વિષે.

રાગ સદર.

ગુરૂ જ્ઞાની વિના, બોધ અતિશે આજે કોણ બતાવે;
શુધ સમકિત વિણ, મોક્ષતણો મારગ તો કયમ કરી આવે. ટેક.

શો મરમ ધરમનો ધારો છો, એક જ્ઞાન વિના ભવ હારો છો;
સંસારી કૃત સંભારો છો—ગુરૂ૦ ૧

ભવ માનુષમાં શું શું કરવું, એનું લક્ષ કદાપિ ના ધરવું;
આખર તો દુર્ગતિમાં ફરવું—ગુરૂ૦ ૨

જીવ દયા અરે તું જાણી લે, મુનિરાજતણી તો વાણી લે;
મિથ્યાત્વ હૃદયથી તાણી લે—ગુરૂ૦ ૩

અરે દાન સુપાત્રે તો દેજે, આ ભવમાં લાવો એ લેજે;
પછી કષ્ટ પડે તો રે કે'જે—ગુરૂ૦ ૪

જીવ અજીવના તો ભેદ ધરે, વળી ધર્મતણી કરણીજ કરે;
શિદ દુઃખમાં આખર તોજ ફરે—ગુરૂ૦ ૫

જૂઠો આ જંજાળજ જાણી, ઘેરાયો શિદ ઘાંચી ઘાણી;
કર ખોજ ધરમની નવ હાણી—ગુરૂ૦ ૬

તું તજને પાપી માર્ગ પરો, મેળવને મારગ મોક્ષ ખરો;
પછી જન્મ મરણ તો નહીં ધરો—ગુરૂ૦ ૭

આ અથીર બાજી લે જાણી, ઝટ કાળ જીવને લે તાણી;
**શામજી** કે પુણ્ય કરો પ્રાણી—ગુરૂ૦ ૮

## जीवने उपदेश.

મનહર છંદ.

**અરે** જડ જીવ જાગી જોને તુ જગમાહી,
**કેમ** મોહમા વીટાયો અથીર સંસારમા,
મારૂં મારૂ કરી મરી ગયા કેક માનવીઓ,
વળી નહીં લાજ તોય જીવને આવારમા,
ધર્મતણો મર્મ હવે જાણતુ જરૂર જીવ,
કેમ પડી રહ્યો તુ તો કર્મના કોઠારમા,
**શામજી** કે' હાથમા હીરો આ જૈન ધર્મરૂપી,
બહુ બોલ કીમતની ન કરે બજારમા ૧

## आत्माने बोध.

દોહરા.

ગુણુ જોઇ ગુરૂને નમો, તજો આળ પંપાળ,
પકડો રસ્તા પાસગ, જુઠો આ જજાળ ૧
શું સાથે આખર કહો, ધર્મજ એક ધરાય,
એ વિણુ કો આવે નહી, જૂઠું કહું ન જરાય. ૨
લક્ષાપતી લાખો ગયા, તજી કોટિ ધન આજ,
ગામ ગરાશીયા ગયા, તજી રૂડેરા ગજ ૩
મન મારૂં મારૂં કહે, તારૂ કાંઇ ન થાય,
જીવ લગી જોડાઈ રહે, સગા સહોદર જયાય ૪
બીંટી હોયે વાલની, કાઢી લે થઇ કાળ,
કાઢો કાઢો કહે સહુ, જૂઠો આ જજાળ. ૫
નિર્દય થઇ લો ઉપરે, નાખે જાતા જીવ,
સગપણુ શાનું એ કહો, શુ કરશે કો શિવ. ૬
માટે મમતા પરહરી, ભાવે ભજ ભગવાન,
માયા પર માયા નહીં, કરા ઝાઝું ગુમાન ૭
જન્મ મરણુ ફેરા ઘણા, અરે ન આવે અત,
સગો એક સાચો સદા, ભારે ગણુ ભગવત. ૮

સ્ત્રી તારી સંસારમાં સ્વારથણી કહેવાય;
અલંકાર ઓપાવ તો, લટપટ કરતી જાય. ૯
નાગણ કરતાં નીચ છે, ડસે સદા દિન રાત;
ઝેરી બહુ જંજાળમાં, સગાંજ સરવે સાથ. ૧૦
જો પૈસા પાસે નહીં, ખરે ખાસડાં ખાઓ;
એ વાતા ભુલી જઈ, જંજાળે કયમ જાઓ. ૧૧
કોણ અમર છે આજમાં, કોનાં ઘરને બાર;
કોનો પૈસો કોટિધા, લેઈ ગયું કોણ ઠાર. ૧૨
કોનાં ભાઈ બેનને, કોનાં માને બાપ;
કોના કાકા કયાં રહ્યા, જપીયા કોના જાપ. ૧૩
કોની મોટી મેડીયો, ભોગવીં કોણે ભાઈ;
કયમ સાથે આવે નહીં, જમની જયારે વધાઈ. ૧૪
જરૂર એવું જાણજો, બાજીગરનો ખેલ;
એક પલક ઉપાડી લે, જેમ સાબરની રેલ. ૧૫
જ્યાં મંદિરને માળીયાં, ખંડેર કોઠી થાય;
કોય લખી નવ આવીયું, અમરપટાને ભાય. ૧૬
એવું જાણી આજમાં, કર સાધન કલ્યાણ;
દેવ ગુરૂને ધર્મને, જરૂર આજે જાણ. ૧૭
ઝવેરી થઇ તું જો જરા, હીરા લેને હાથ;
કાચતણા કટકા કરી, સંઘરજે નહિ સાથ. ૧૮
ગોળ ખોળ સરખા નહીં, ગણજે તું ગુણવાન;
પારખ થા તું પંકનો, સાધનની લે સાન. ૧૯
ઓળખ તારો આતમા, સેવ સાધુનો સંગ;
બોધ શોધ બહુ બળ કરી, આનંદ થાશે અંગ. ૨૯

## साधु विना सुख नथी ए विषे.

પદ.

"હરિ ભજન વિના દુઅદરીયાં સંસારનો પાર ન આવે." એ રાગ.

મુનિરાજ વિના, ક્યાંહી ન મળે ઠંડી શીતળ છાયા;
બહુ બોધ થકી, મનમાં લાગે આ ખોટી સહુ માયા. ટેક.

જેવી કલ્પવૃક્ષની છાયા છે, કહુ એવી મુનિની કાયા છે,
મખમલની તુલ મુનિ આયા છે—મુનિરાજ૦ ૧
આ અમૃત તુલ્ય તો વાણી છે, ખરી જ્ઞાનતણી તો ખાણી છે,
જ્યમ જલની ધારા જાણી છે—મુનિરાજ૦ ૨
ઘણો ક્રોધ હોય મનમા ભારી, નિશ્ચે નાસે તે પલવારી,
ઉપજે શમતા રસ એ વારી—મુનિરાજ૦ ૩
જીવ હળુ કરમી તો ત્યા થાયે, બહુ દુષ્ટ બુદ્ધિ તો બદલાયે,
અનુકપા ઉરમા ઉભરાયે—મુનિરાજ૦ ૪
શુભ ધરમ મરમ તો સમજાયે, એવિણ આ જીવ ગોથા ખાયે,
માટે પડજે મુનિના પાયે—મુનિરાજ૦ ૫
આધિ વ્યાધિ ઉરમા ઝાઝી, મુનિ દરશનથી જાએ દાઝી,
રહે સદા હૃદય તો બહુ ગજી—મુનિરાજ૦ ૬
અતિ કષ્ટ પડયુ કાયા વિષે, ચાલ્યુ જાયે ચારે દિશે,
હેતુ જો ધરમ મહી હીસે—મુનિરાજ૦ ૭
માટે મુનિને તો સગ કરો, બહુ જ્ઞાન બોધ તો અગ ધરો;
વરસે ઉર આનંદનોજ ઝરો—મુનિરાજ૦ ૮
સત શામજી કે' છે ઉર ધરશો, મોબત ગુણી સાધુની કરશો,
ભવ ફેરા ઝાઝા નહિ ફરશો—મુનિરાજ૦ ૯

---

## दया विना सफळता नथी ए विषे.

### રાગ સદર.

એ દયા વિના, કાર્ય ક્રિયા તો સફળ કદી નહિ થાયે,
દિલ દુષ્ટ થકી, જીવ આખર તો જમને દ્વારે જાયે. ટેક.
સહુ ધરમ ધરમ તો બોલે છે, પણ ધરમ મરમ તો શો લેછે,
અતિ દુખી જીવને પીડા દે છે—એક૦ ૧
જ્યાં જીવની હિંસા દેખાયે, ત્યા દયા થકી ના રેહેવાયે,
એ મર્મ ધરો સહુ મનમાંયે—એક૦ ૨

સહુ જીવને સુખ તો ઉપજાવો, મન વાણી કાયાથી કાહાવો;
અરે અવસર ફરી ન મળે આવો—એક૦ ૩
છે દુર્લભ દેહ મનુષ્ય કેરો, કરી લેજો ધરમ તણો ફેરો;
થાશે તો કરમ એરો ઝેરો—એક૦ ૪
જે જિન ધરમી તો કેવાયે, ફળ ફૂલથી ડરતાં રેહેવાયે;
અતિ અનુકંપા ઉર ઉભરાયે—એક૦ ૫
આરંભ સમારંભ દૂર કરો, દિલ વિષે કરતાં આજ ડરો;
વિતરાગ માર્ગ તો એજ ખરો—એક૦ ૬
જીવ રક્ષાના ઉપાય કરો, વીતરાગ ગુંણનું ધ્યાન ધરો;
વીર મહાવીરને કરજો મજરો—એક૦ ૭
અતિ આતમ સાધન સાધી લે, બહુ કામ દયાનાં બાંધી લે;
રૂડી દયા રસોઈ રાંધી લે—એક૦ ૮
સત **શામજી** કે છે હે પ્રાણી, જીવ દયા ભેદ તો લે જાણી;
પછી મોક્ષ પંથને લે માણી—એક૦ ૯

---

## धर्म महिमा विषे.

### છપ્પા.

ધર્મ રત્ન આ એક, અવનીમાં રૂડું ઓપે,
ધર્મ રત્ન આ એક, લાજ કદીએ નહિ લોપે;
ધર્મ રત્ન આ એક, અજ્ઞાન અંધારૂ જાયે,
ધર્મ રત્ન આ એક, જ્ઞાન દીવા પ્રગટાયે;
દુર્ગતિમાં જાતો આતમા, ધર્મ એક ધરી રાખશે,
**શામજી** કે સેવ્યે ધર્મને, મોક્ષ તણાં સુખ ચાખશે. ૧
ધર્મ થકી દિન દિન, કર્મ ઉડીને જાશે,
ધર્મ થકી દિન દિન, જીવ હળુ કરમી થાશે;
ધર્મ થકી દિન દિન, ઉજળો વૈભવ ઓપે,
ધર્મ થકી દિન દિન, રીદ્ધિનાં વૃક્ષો રોપે;

ધર્મ થકી દિન દિન તો, લક્ષ્મી લીલાલેર છે,
**શામજી** કે સેવો ધર્મને, જદા સૂત્રે જાહેર છે. ૨
કલ્પવૃક્ષની તુલ્ય, ધર્મની ઉપમા આપે,
કલ્પવૃક્ષની તુલ્ય, રાય રાણા નહીં કોપે,
કલ્પવૃક્ષની તુલ્ય, મનોરથ મનના ફળશે,
કલ્પવૃક્ષની તુલ્ય, કર્મ દળને તે દળશે,
વળી કલ્પવૃક્ષની તુલ્ય આ, જૈન ધર્મ જશદાર છે,
**શામજી** કે સેવો ધર્મને, ક્રોડવસા કસદાર છે. ૩
દયા ધર્મનું મૂળ, જીવ રક્ષા સહુ કરજો,
દયા ધર્મનુ મૂળ, દુ ખ દીનના બહુ હરજો,
દયા ધર્મનું મૂળ, દાન સુપાત્રે દેજો,
દયા ધર્મનું ળ, લાવ મનુષ્યાભવ લેજો,
આ દયા ધર્મનુ મૂળ છે, સૂત્ર પાઠ સમજી લહો,
**શામજી** કે સેવો ધર્મને, કોણ શ્રેષ્ટ એવિણુ કહો. ૪
દેવ લોકના સુખ, ધર્મથી આશા ધારો,
દેવ લોકના સુખ, ધર્મ વિણુ નક્કી હારો,
દેવ લોકનાં સુખ, દયા પાળ્યેથી દેખો,
દેવ લોકના સુખ, કરોડ વસા તો લેખો,
આ દેવ લોકના સુખ તો, એથી પણુ અદકા ફળે,
**શામજી** કે સેવો ધર્મને, મોક્ષ ગતિ છેવટ મળે. ૫

---

## संसारने धीकार देवरावया वीषे.

ચીત્તી ચેતી લોળી ખોલ ડોળા જ્ઞાન ગોળા વાગતે,
સરધ્યાન ઘોળા ખાઝ ડોળા મીટે ચોળા આગતે.
વેરાગી આણી જ્ઞાન જાણી સદ્ પ્રમાની કારને,
ધીક્કાર દો ધીક્કાર દો નિ સાર આ સ સારને
જૈન ધર્મ ધારો મોહ નીવારો કર્મ આરો પામવા,
સમકીત ધારો જ્ઞાન સારો વર્ત ધારો કામલા,

અશ્ર રૂધી થાવી સૂધી બૌદ્ધ બુદ્ધી ધારને. ધીક્કાર દો.
નીત વીનય કીજે ગુરૂ રીઝે જ્ઞાન લીજે ધારને.
એહ જગત મમતા મેલ વમતા આણુ સમતા થારને,
લેપારને મદ મારને સબ જાહાનને ઉગારને. ધીક્કાર દો.
કશિ કમર જોરે ચાલ બંધ છોરે ચોપશું,
ધર ધર્મ ઝંડા ભર્મ ખંડા કર્મ ચંડા લોપતુ
ચડ પકડ દોટે મદન ચોટે કોડ કોટે મારને. ધીક્કાર દો.
તું તારે કાજે જ્ઞાન ગાજે મોક્ષ જાજે વીરતુ
મચી આપ આપેં ધ્યાન જાપેં કર્મ કાપે ધીરતું,
ગુણુ ગ્રાહી ગાઢો થાજે ટાઢો કાતી કાઢો તારને. ધીક્કાર દો.
સદ્બોધથી વચનો કથી શુભ જોગથી મૈં આ સમે,
આ સભા હેતે ઉમંગસેં તે ભોગીલાલ જગ દાસમે,
નીત નીત હરખો ધર્મ પરખો મુક્ત નીરખો ધારને. ધીક્કાર દો.

---

## कर्मना वीचीत्र खेल.

કર્મ કરે તે કોઇ નવ કરશે બીના કરમ નહી હોનેગા,
કર્મકું શર્મ જરી નહીહેજી કર્મ કરે વો થાવેગા.
પાંચ પાંડવા દેખો દ્રોપદી દેખો દાખલા શાસ્ત્રોકા,
બાર વરસ વન વનમેં ભીટકે દેખો દાખલાં કર્મોકા. કર્મ
રાજા નળ ઓર દેખો દમયંતી દેખો દાખલા ધર્મોકા,
બાહુક બનકે રાજા ભીમાયા દેખો દાખલા કર્મોકા કર્મ.
ચૌદ ચોકડી રાજ્ય લંકાકા દેખો સતી મંદોદરી રાણી,
કર્મ કે લીયે રાજા રાવણુ પળમાં હુવા ગયા ધુળધાણી. કર્મ.
રાજા હરીશ્ચંદ્ર ઓર તારામતી રોહીત પુત્ર તુમ પીછાનો,
કર્મકે લીયે રાજા હરીશ્ચંદ્ર ભંગી કે વાં વેચાણો. કર્મ.
કર્મે શેઠ શાહુકાર કહેલાવે કર્મ ટુકડા મંગવાવે,
કર્મે મહેલ મંદીર બનાવે કર્મે વનમેં રહેવરાવે. કર્મ.
એમ જાણીને ધ્યાન ધરો કુછ ધ્યાન ધરો ભાઇ કુછ દીલમે. કર્મ.
કહે ભોગીલાલ સુણો સજ્જન ધ્યાન ધરો હરીકા દીલસેં.

---

# दुनीयामां जन्मथी के मरतां लगण फक्त लाकडा सिवाय कोइ पण चीज काम आवती नथी तेना उपर भजन.

સૌ ભાઈ સુણો સજ્જન મોરા દેખો ગુણો લકડીકા,
જીસ વખત તોરા જન્મ હુવા જબ દેખો ( ઘોડીયા ) લકડીકા. સૌ
વીવીધ જાતકા લાએ રમકડા વોહી રમકડા લકડીકા,
જીસ વખત તોરા જન્મ હુવા જબ દેખો પારણા લકડીકા. સૌ
પાચ વરસકી હુઇ ઉમર જ્યા ગયા પઢણે (ભણવા) નીશાળ ભણી,
વીવીધ જાતકી લાયા પાટીઆં વોખી લેખણા લકડીકાઇ સૌ.
આઠ વરસ કેરી હુઈ ઉમર જ્યા હુઇ નાત જ્યા જબ ભેળી,
કીયારે સગપણ દીયારે શ્રીફલ વોહી શ્રીફલ પણ લકડીકા સૌ
બાર વરસની હુઇ ઉમર જ્યા તેર વરસ બેઠુ ભારી,
વીવીધ જાતકા બના માડવા હુઈ લગનકી તૈયારી સૌ.
આએ ઘોડે પર ચડે વરરાજા હલ્યા વીંઝણા લકડીકા,
આએ સાજન બેઠે પાટપર વહેંચ્યા શ્રીફળ લકડીકા સૌ.
આએ સાસુ જ્યાં પુંખણ પુખણે વોહી પુખણા લકડીકા.
ગએ (માહરે) બેઠે વર વહુ હલ્યા પાટલા લકડીકા. સૌ.
લાએ સોપારી કીયા ટુકડા વોહી સોપારી લકડીકા,
એકીબેકી જ્યા ખેલે વરરાજા દેખો તમાસા લકડીકા. સૌ
લાએ વાસડા બાધી ચોરી વોહી વાસડા લકડીકા.
ચાર મગલકા ફેરા ફીરાયા મીંઢલ બાધ્યા લકડીકા. સૌ.
ગએ મહેલમા ચડે વરરાજા હલ્યા ઢોલીયા સીસમકા,
બહોત અનોપમ કોરની બનવાઈ છેવટ જાણો લકડીકા. સૌ.
આએ ઘડપણ ગીર ગયા દાત જબ લીયા ટેકા જબ લકડીકા,
આએ કાળ જ્યા ચડે છાતીપર હલ્યા ઢોલીયા લકડીકા સૌ.
લાએ વાસડા બાધી ઠાઠડી વોહી વાસડા લકડીકા,
લાએ સૂખડ લાએ શ્રીફળ લાએ ઉપન પણ લકડીકા. -સૌ.

કુટુંબ કબીલો કોય નવ તોરો નહી તોરી સગીરે ભાઇ.
કહે ભોગીલાલ સુણો સજ્જન છેવટ બાળયા લકડીકાઇ. સો.
નહી કાકા નહી ભગીની નહી હે તોરો સગોરે ભાઈ,
કહે ભોગીલાલ સુણીલે સજ્જન સચ્ચી સગાઈ જાણ લકડીકાઇ. સો.

## अभिमान विषे.

( ક્યાંથી આ સંભળાય મધુર સ્વર ક્યાંથી. )

મુકો તમારૂં અભીમાન ઓ સજ્જનો મારા મુકો તમારૂં અભીમાન,
કરો ગરીબોના કામ ઓ સજ્જનો મારા મુકો તમારૂં અભીમાન.
પરભવની પુન્યાઇ તું પામ્યો રાખ્યને જરી ભાન. ઓ.
કંઇક સીજાતા કંઇક પીડાતા કરો દયાનું નીશાન. ઓ.
આવે આશાએ કોઇ કરો નહી નીરાશ રાખી ધર્મ કેરૂ જ્ઞાન. ઓ.
અભીમાન દરીયો છાજયો નહી કોઇને ધરો દાખલો રાવણ કાન. ઓ.
વળી જુઓ દુર્યોધન, ભાઇ કેવો બન્યો હેરાન. ઓ.
કહે ભોગીલાલ સુણો વાત મૂકો તમારૂં અભીમાન. ઓ.

## दुनीयामां मायामात्र पैसानी.

દામની છે દુનીયા તમામ ( આ ) મુરખ મનવા દામને સંભાળ,
દામ વીનાના નર તે (ખર) ને સમાન મુરખ મનવા દામને સંભાળ.
દામ મળે માબાપ કહે કરણી કુળદીપક મ્હારા,
નહીતો કહેશે કયાંથી પાકયો કુળમાં તુ અંગારા. મુરખ.
ગરથ હોય જો ગાંઠતો નારી રહે પતીવ્રત ધારી,
નહીતો સુતો મુકી સરકશે રમશે જાલીમ જારી. મુરખ.
હશે પાસ પૈસો જો તો પુત્રો પણ સેવા કરશે,
નહીતો કહેશે ખાતો મફતનો કયારે બુઢો મરશે. મુરખ.
કોણ માતને કોણ તાત વળી કોણ પુત્ર કોણ પ્યારી,
સ્નેહ અને સગપણમાં સમજો દામ તણી સહુ યારી,
દુનિયા દામની બલીહારી મુરખ મનવા દામને સંભાળ.

## जुठु न बोलवुं.

જૂઠુ બોલો નહી તમે શાણા, રાખી અંતર બીક. શાણા રાખી
જૂઠું બોલ્યાથી થયા નહી સુખી, કઇકે લીધી શીખ શાણા
જૂઠું બોલ્યાથી ઘટે આબરૂ, માનભ્રષ્ટ જીવ થાય,
વીશ્વાસ રાખે નહી કોઇ તેનો, છેવટ મન મુઝાય શાણા. (૨)
લાખ જાજો પણ સાખ ન જાજો, એવી કહેવત મન ધાર,
સત્યનો બેલી છે પ્રભુજી, કરોને મન વીચાર. શાણા. (૨)
કહે ભોગીલાલ પ્રેમે ભાઈ, સમજોને કંઈ સાર,
સત્યનો રસ્તો ઝાલશો તો, ઉતરશો ભવ પાર શાણા. (૨)

## परस्त्री त्याग करवा विषे.

પરનારીની પ્રીત જીવડલા પીત્તલ જેવી ધાર,
શીખામણ સમજોને લગાર પરનારી. એ ટેક.
કઇક રાણાને કઇક રાજીયા કઈક થયા ખુવાર,
ધરોને કઇક શીખામણ સાર પરનારીની.
લંકા સરખો રાજવી મોટો નહોતો સુખનો પાર,
પરનારીની પ્રીતને સારૂ થયો છેવટ ખુવાર પરનારીની.
દુર્યોધન જેવા રાજવી મોટા કૌરવ જેવા ભાઇ,
દ્રૌપદી કારણ કૌરવ જાણો કેવા થયા દુખદાઈ. પરનારીની.
તેને માટે આપુ શીખામણ કરો કઇક વીચાર,
ત્યાગ કરો ભાઈ પરની નારી તો, ઉતરશો ભવ પાર પરનારીની
કહે ભોગીલાલ પ્રેમે સૌને રસ્તો ખોટો વ્યભીચાર,
માત સમાન ગણો પરનારી સુખી થશો સંસાર. પરનારીની

## संप करवा विषे.

ગઝલ.

સદા જ્યા કુસંપની લહેરો, સદા ત્યા દુખના વાસા,
સદા જ્યાં સંપની લહેરો, સદા ત્યા સુખના વાસા.

જુઓ ઇતીહાસ ભૂગોલો, જૂઓને ગદ્ય નોવેલો;
ચલાવી કુસંપની રેલો, સદા ત્યાં દુખના વાસા.
થયા છે ભાગો ભાગ જૂદા, થયા મતો બધા જૂદા.
વાંચો શાસ્ત્રના ઝુંડા, સદા ત્યાં દુખના વાસા.
જૂઓ ઔરંગજેબશાહ તો, જૂઓ મહમદ ગીઝની તો;
ચલાવી ખૂબ કત્તલો તો, સદા ત્યાં દુઃખના વાસા.
જૂઓને ઘોરી શાહબુદ્દીન, જૂઓને ખુની અલાઉદ્દીન;
કીધાતા હીંદુઓને ભીન્ન, સદા ત્યાં દુખના વાસા.
જૂઓને તે વળી ચહુઆણુ, રાખ્યું દેશનું અભીમાન;
કુસંપે વાળીયુ રમખાણુ, સદા ત્યાં દુખના વાસા.
કરો ભાઇ સંપ પ્રેમે તો, મૂકો કુસંપ તમે તો;
જગાડો સંપ હેતે તો, સદા ત્યાં સુખના વાસા.
કહે લાલ ભોગી તો, સુખી મેં જોયા જોગી તો;
નથી આધી ઉપાધી તો, સદા ત્યાં સુખના વાસા.

---

## उपदेशी पद.

મુરખા મનવા તજને તું તોફાન, રટ તું એક નીરંજન નામ;
માત સૂત બંધવ બેની, માયા તણા ગુલામ. રટ તું.
હાય હાય કરી રડે હજારો, કોઈ નવ આવે કામ. રટ તું.
માળ બનાવ્યા મહેલ બનાવ્યા, મુકી જશો અહી ઠામ. રટ તું.
બાગ બંગલા છેવટ છોડી, જઇ વસવું શમશાન. રટ તું.
આવ્યા ખાલી જવુંજ ખાલી, સાથે પાપ પુણ્ય કામ. રટ તું.
કહે ભોગીલાલ પ્રેમે ભાઇ, આવશે નહી એક બદામ. રટ તું.

---

## जैन कोमने उतेजन आपवा पैसादारोने अरज.

(સૈદા તારો ખુબ છે દહાડોરે—એ રાગ.)

સાંભલો દાદ અમારીરે, દયા તો કરો લગારીરે;
ઇચ્છાઓ જણાવો સારીરે, કે કેળવો નરને નારીરે.

આપ વીના કોણ દાદ સાભળે, ને કોને કરવી વાત,
દુખીયા બીચારા ગરીબો રખડે, તેનો કરો ઉદ્ધાર,
કરો કઇ નામના સારીરે, કેળવો નર ને નારી
આ પુન્યાઇ કરીને પામ્યા, સુખ સાહબી કરી ધામ,
માટે વીચાર કરોને મોટા, લીરો ગરીબોને હામ,
ગુપ્ત દાન કાઢો વીચારીરે, દયા તો કરો લગારીરે
લક્ષ્મી અકળાશે ત્યારે રહેશે, નહી પામે એકે પાઇ,
માટે સુકૃત કરો જગતમા, રહેશે સદા જોગવાઈ,
દયા ફળ મળશે ભારીરે, કરો તો દયા લગારીરે.
આપના બધવ આપ નાતીલા, દુખીયા દેખુ હજાર,
અરેકારો આવે નહી કોઇને, શરમ વાર હજાર,
પૈસાની કરો ન કૂવારીરે, દયા તો કરો લગારીરે
આટલા મોટા જથ્થાને લાયક, બોર્ડીંગની છે કચાશ,
ગરીબ બીચાગ પોતે પોતાની, શી ગીતે પૂરે આશ,
ગૃહસ્થો કઇ કરો વીચારીરે, દયા તો લાવો લગારીરે
ટળવળે ભાઇ અન્ન વીના, અને બીન પૈમાને આધાર,
ભણવાની ભાઇ હોસ ઘણી છે, પણ પોતે લાચાર,
કરો કઇ મદદ સારીરે, દયા તો લાવો લગારીરે.
એકજ લક્ષ્મીને કારણ ભાઈ, ભાગ જાણુ હજાર,
કોના નસીબનુ કોણુજ ખાશે, મળશે નહો ખાનાર,
કરો કામ ગરીબ ધારીરે, દયા લાવો લગારીરે.
હાથ જોડી ગમે ગરીબ કહીએ, સાભળો અમારી દાદ,
ખાવા પીવાના સાસા અમને છે, કરો કઈક વીચાર;
કરોને પુણ્ય પત્રાળીરે, દયા તો લાવો લગારીરે
ન્યાત જાતના અર્જ સૂણે નહી, ત્યારે કોનો આધાર,
કહે ભોગીલાલ પ્રેમે મોટાને, કરો ગરીબ ઉદ્ધાર,
તો ઉતરશો ભવપારીરે, દયા તો લાવો લગારીરે.

---

# શિયળની સજ્ઝાય.

( ધન્ય ધન્ય તે દિન માહારો ) એ ટેક.

શિયળ સમુ વ્રત કો નહીં, શ્રી જિનવર ભાંખે રે;
સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે. શિ. ૧
વ્રત પચ્ચખ્ખાણુ વિના જુઓ, નવ નારદ જેહ રે;
એકજ શિયળ તણે બળે, ગયા મુક્તિ તેહ રે. શિ. ૨
સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાઈ રે;
શિયળ વિના વ્રત જાણજો, કુશકા સમ ભાઇ રે. શિ. ૩
તરુવર મૂળ વિના જીસ્યો, ગુણ વિણ લાલ કમાન રે;
શિયળ વિના વ્રત એહવું, કહે વીર ભગવાન રે. શિ. ૪
નવ વાડે કરી નિર્મળું, પહેલું શિયળજ ધરજો રે;
ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે. શિ. ૫

---

# ઉપદેશક સજ્ઝાય.

સુકૃત પૂરવ [૧]પુણ્ય કરીને, [૨]માનવનો ભવ પાયા;
[૩]આર્ય [૪]ક્ષેત્ર ઉત્તમ કુળ મળિયું વળી [૫]નિરોગી કાયા.
અબ કાંઇ જોગ મળ્યો છે રે, તું લે જિનવરકો નામ સુજ્ઞાની
જોગ મળ્યો છે રે. ૧
[૬]લાંબુ આઉખુ [૭]પુરી ઇંદરી, વળી સાધુની સેવા;
સુણવા જેવો પાચો ટાણો, વાણી અમૃત મેવા. અબ ૨
આઠ બોલકો ટાણો મળિયો, નાવી સરધા સેઠી;
કુગુરુ કુદેવે ભોળવ્યો, કુમતિ મનમાં પેઠી. અબ. ૩
સાચા સદગુરુ કદિય ન સેવ્યા, જે સેવ્યા તે ખોટા;
આદિ અનાદિનો ફરીયો પ્રાણી, જેમ દડીના દોટા. અબ. ૪
માત તાત ત્રિયા સુત બંધવ, હુવા સ્વારથે ભેળા;
રાત દિવસ દેખંતા જાવે, જ્યું નિશ દિનકા મેળા. અબ. ૫

સામાયિક પોસા પડિકમણા, સમકિતમા રહો સેઠા,
દિન દિન નેડો ચરણે આવે, કયા ભરૂસે બેઠા. અબ. ૬
રાત દિવસ ધંધામા વળગ્યો, અરિહંત નામ ન લેતો;
તેરા શિરપર કાળ ભમે છે, બંભ નગારા દેતો. અબ. ૭
વીશ ત્રીશ ને હુવા ચાળીશા, ધર્મ ધ્યાન તો ધારો;
કરણી હોય તો કર લ્યો પ્રાણી, નહિતો નરક દુવારો અબ. ૮
મનના આશા માડી મહોટી, ચિતમા સમજણુ નાણી,
આઉખુ જાતા વાર નહી લાગે, જેવુ પૂરનું પાણી. અબ. ૯
જીવ વાછે જીવવુ ઝાઝુ, ને મરણુ ન વંછે કોઈ,
પરજીવને હણતા થકા ભાઇ, મુગતિ ન પહોચે કોઇ અબ. ૧૦
આ દેહ તહારો ભસ્મજ થાશે, કા ચંદનકા મરગી,
દાન શિયલ તપ ભાવના ભાવો, સાથે લ્યો ખરચી સંગી અબ. ૧૧
સાચ જૂઠ કરિ જગકુ ઠગને, માલ પુરાણા ખાયા,
જીસકી ચોકી આણુ ફરે છે, કાળા કલપ લગાયા અબ ૧૨
મોહ માયા મમતા તજીને, ધરમ કરણમા ઢૂકો,
સદગુરુ ભાવ ખરો સમજાવે, આ અવસર મત ચૂકો અબ ૧૩
સદગુરુ શબ્દ હૈડામા ધારો, કુસંગતિને નિવારો,
ઋષિ ચોથમલજી શહેર મેરમેં, કાયા કારજ સારો અબ કાઈ ૧૪

---

## तप विषे सज्झाय.

મ્હેર આબા આંમલીરે. એ દેશી.

કીધા કર્મ નિકદવા રે, લેવા મુક્તિ નિદાન,
હત્યા પાતક છુટવા રે, નહિ કોઇ તપ સમાન.
ભવિક જન, તપ સરખુ નહિ કોય. ૧
ઉત્તમ તપના યોગથી રે, સુર નર સેવે પાય,
લબ્ધિ અઠ્ઠાવીસ ઉપજે રે, મન વંછિત ફળ થાય ભવિ ૨
તીર્થંકર પદ પામીયેરે, નાસે સઘળા રોગ,
રૂપ લીલા સુખ સાહેબી રે, લહીયે તપ સંયોગ ભવિ. ૩

અષ્ટ કરમના ઓથને રે, તપ ટાલે તત્કાળ;
અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાલ. ભવિ. ૪
તે શું છે સંસારમાં રે, તપથી ન હોવે જેહ;
મનમાં જે જે કામિયે રે, સફળ ફળે સહી તેહ. ભવિ. ૫
બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર;
હોજો તેની ચાલમાં રે, જેમ ધનો અણગાર. ભવિ. ૬
ઉદયરતન કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર;
સ્વર્ગ હોવે ઘર આંગણું રે, દુર્ગતિ નાસે દૂર. ભવિ. ૭

## वैराग्योपदेश सज्झाय.

હક મરનાં હક જાનાં યારો, મતકો કરો ગુમાના. હ. એ ટેક.
ઓઢણુ માટી પહેરણુ માટી, માટીકા સરાના;
વસતીમેંસે બહાર નિકાલા, જંગલ કિયા ઠિકાના. હ. ૧
હાથી ચઢતે ઘોડે ચઢતે, ઓર આગે નિસાના;
નીલી પીલી બેરખ ચલતી, ઉતર કિયા પયાના. હ. ૨
નરપતિ હોકે તખત પર બેઠે, ભરિયા ભારિ ખજાના;
સાંજ સવારે મુજરા લેતે, ઉપર હાથ બેકાના. હ. ૩
પોથી પઢ પઢ હિંદુ ભૂલે, મુસલમાન કુરાના;
રૂપચંદ કહે અરે ભાઇ સંતો હરદમ પ્રભુ ગુણ ગાના. હ. ૪

## जीवने समताविषे शिखामण.

હો પ્રીતમજી પ્રીતકી રીત અનિત તજી ચિત ધારીયે,
હો વાલમજી વચન તણો અતિ ઉંડો મરમ વિચારીયે;
હાંરે તુમે કુમતિકે ઘર જાવો છો, તુમે કુળમાં ખોટ લગાવો છો;
ધિક એઠ જગતની ખાવો છો. હો૦ ૧
અમૃત ત્યાગી વિષ પીયો છો, કુમતિનો મારગ લીયો છો;
એ તો કાજ અયુક્ત કીયો છો. હો૦ ૨

એ તો મોહરાયકી ચેટી છે, શિવ સંપત્તિ એહથી છેટી છે,
એ તો સાકર ગળતી પેટી છે. હો૦ ૩
એક શંકા મેરે મન આવી છે કિણી વિધ એ ચિત્તમા ભાવી છે,
એ તો દાહણુ જગમા ચાવી છે હો૦ ૪
સહુ ઋદ્ધિ તમારી ખાએ છે, કરી કામણુ ચિત્ત ભરમાએ છે,
તુમ પુણ્યયોગે એ પાયે છે હો૦ ૫
મત આબ કાજ બાઉલ બોવો, અનુપમ ભવવિરથા નવિ ખોવો,
અબ ખોલ નયન પ્રગટ જોવો હો૦ ૬
ઇણુ વિધ સમતા બહુ સમજાએ, ગુણુ અવગુણુ કઇ સહુ દરસાએ;
સુણી ચિદાનંદ નિજ ઘર આએ. હો૦ ૭

---

## ઉપદેશ છત્રીશી સજ્ઝાય.

પ્રાણી કર્મ સમો નહીં કોઇ એ દેશી
રે પ્રાણી જગ માયા સબ કાચી,
તેં કેમ કરી માની છે સાચીરે પ્રા૦ એ ટેક

શ્રી જગદીશ કે શીશ નમાઇ, કહું ઉપદેશી રસાળો,
ભવિ પ્રાણી સુણો થિર ચિત્ત કરીને, મિથ્યા ભર્મ થેં ટાળોરે.પ્રા૦ ૧
ગઢ મઢ મંદિર હાટ હવેલી, બાગ બગીચા નવાણો,
દુપદ ચઉપદ વસ્તર ગહેણા, હિરણ્ય સુવર્ણાદિક નાણોરે પ્રા૦ ૨
દેહસું નેહ કરે કિમ વિરથા, પુદગળ શોભા છે સારી,
પર વસ્તુ વિના લાગે ભયંકર, દેખો જ્ઞાન વિચારીરે પ્રા૦ ૩
માત પિતા સુત નારી સહોદર, સ્વજન કોટુંબિક સારા,
અનંતવાર સગપણુ સબ જોડયા, તોડયા અનતહી બારારે. પ્રા૦ ૪
દુશમન મર કર સજ્જન હોવે, સજ્જન દુશમન થાવે,
રાગ દ્વેષ કરમાંકો બંધણુ, કયો નિજ માલ ગમાવેરે પ્રા૦ ૫
મરણુ રોગ દુખ આવે તનમે, શરણાગત નહી કોઇ,
તેરા સહાયક જૈનધર્મ હે, ઇણુ ભવ પરભવ જોઇરે પ્રા૦ ૬

પ્રભુ શરણા વિણુ ચઉગતિ ભટકયો, પાયા દુઃખ અનંતાં;
તે વેદના નિજ આતમ જાણે, કે જાણે ભગવંતા. પ્રા૦ ૭
જન્મ લિયો જબ કોઇ ન સાથી, મરતાં પણુ નહી લારી;
બંધી મુઠીયે જન્મજ લીનો, જાવે હાથ પસારીરે. પ્રા૦ ૮
જાયો જાયા કહે જનમતાં, બાહેર પડીયો રોવે;
જન્મતાંહિ અપશુકન જો લીધા, રેણો કિસ વિધ હોવેરે. પ્રા૦ ૯
સુખ દુઃખ કરતા આતમ જાણો, ભુગતે આપ અકેલો;
ઇમ જાણી દુકૃત પરહરિયે, સુકૃત કિરિયા સોઝેલોરે. પ્રા૦ ૧૦
ધન કુટુંબ ઋદ્ધિ સંપત પાઇ, સો નિજ પુણ્ય પ્રભાવે;
જીણુ સમે પુણ્યકો છેડોજ આવે, દેખતમેં વિરલાવેરે. પ્રા૦ ૧૧
જિમ તરુવર પર આવે પંખેરૂ, નિજ નિજ સ્વારથ કામે;
પાન ઊડે પંખી ઉડ જાવે, બેઠે હર્યા વૃક્ષ ઠામેરે. પ્રા૦ ૧૨
બાજીગર જબ ખ્યાલ રચાવે, લોક હોવે બહુ ભેળા;
બાજી ભયાસું સબ ભગ જાવે, જૈસા જીવ અકેલારે. પ્રા૦ ૧૩
ગોવાળક સંગ ગાયનો ટોળો, કહે ધેનુ સબ મહારી;
જબ આવે સો આપને ઘરમેં, રહે એકલો દંડ ધારીરે. પ્રા૦ ૧૪
દેહ અપાવન પરમ ઘીનાપન, મલ મૂતરકી યા કયારી.
અશુચિ અહાર કરી એ તન નિપજયો, ચર્મકી શોભા છે
જહારીરે. પ્રા૦ ૧૫
સાગર જળ કરી જો નિત્ય ધોવે, તોપણુ શુચિ નહિ થાવે;
હાડ કરંડિયા ભંડ મીટ્ટીકી, ઇણિપર કયોં તું પોસાવેરે. પ્રા૦ ૧૬
સહસ્ર દિનારકો એક કવોલેવો, જીણુમે એમ સદાહી;
તો પણ દે દગો એક પલમેં, કાઢે જીવને સાહીરે. પ્રા૦ ૧૭
રોગ સોગ ભય દુઃખ ઉચ્ચાટણુ, જનમ મરણુ ઘર કાયા;
કોડ જતન કરતાં પણુ જાવે, ઇણુપર કયોં તું લોભાયારે. પ્રા૦ ૧૮
દિન દિન ચલનો નેડોજ આવે, શંકા નહીં છે લગારો;
શ્વાસોશ્વાસે એ તન છીજે, અંતમેં હોસી યા છારોરે. પ્રા૦ ૧૯
ઉંડી ઉંડી નિમ લગાવે, ઉંચી મજલા ચઢાવે;
સાડાતિન કર હે ઘર તેરા. કયોં તું પાપ કમાવેરે. પ્રા૦ ૨૦

હરિ હર ઈંદર સુર અસુર નર, જે જગમા દેહધરી,
કાળ વ્યાલ સખીને ગટકાવે, ચેતો ચેતો નર નારીરે. પ્રા૦ ૨૧
કુરંગ પતંગ ભ્રમર મત્સ્ય મરે, એક ઈંદ્રિય વશે પ્રાણી,
જે પાંચે ઈંદ્રિય વશ પડિયા, તેણે દુર્ગતિ બાણીરે. પ્રા૦ ૨૨
એ તન પાય મહા તપ કીજે લીજે શ્રી જિન નામો,
દીજે અભયદાન સકળને, સીઝે વંછિત કામોરે પ્રા૦ ૨૩
ભોગ હળાહળ ઝેહરસુ જાદા, ફળ કિંપાક સમાનો;
ભોગવતા લાગે મન ગમતા, પીછે મહા દુખદાનોરે. પ્રા૦ ૨૪
સંવર મારગ તારક સાચો, નવા કરમ સબ ટાળે,
હાટ કપાટ સમાન એ જાણો, આગમ સાખ દેખાલેરે. પ્રા૦ ૨૫
ગયા કાળમા કર્મજ કીના, તેહ હઠાવણ કામે;
તપસ્યા દ્વાદશ ભેદ કરીજે, ગખી સમ પરિણામેરે. પ્રા૦ ૨૬
અનંત અનંત મેરૂ પરિમાણે, મિશ્રીદિક વસ્તુ સારી,
અનંતવાર ઈણ ભક્ષણ કીણી, દીજે મમત સબ મારીરે. પ્રા૦ ૨૭
જનણી દૂધ પીયો ઈણ ચેતન, સબ સાગર જળવારી,
તો પણ તૃષ્ણા રંચ ન બૂઝી, સમજો સુગુણ નરનારીરે. પ્રા૦ ૨૮
લોક સ્વરૂપ સઠાણ વિચારો, પુણ્ય પાપ ફળ દેખો,
કરમ વશે પડિયા સબ જગમે, જ્ઞાની બતાયો છે લેખોરે. પ્રા૦ ૨૯
દેવ નિરંજન ગુરુ નિર્લોભી, ધર્મ દયા માહી જાણો,
એ તીનુ તત્ત્વ સાર પદારથ, નિશ્ચળ શ્રદ્ધા ઠાણોરે. પ્રા૦ ૩૦
જીહા લગી નહી આવે વૃદ્ધપણું તન, રોગ સોગ નહીં આવે,
ઈંદ્રિય પંચ શો હીણી ન હોવે, ઉધમ પહેલી સરાવેરે. પ્રા૦ ૩૧
ધરમધ્યાન કરો એક ચિત્તે, કીજો સફળ જન્મારો,
ઈણબિન ચઉગતિમેં દુઃખ પાયો, આગમમેં વિસ્તારોરે. પ્રા૦ ૩૨
રત્ન ચિંતામણી નરભવ પાયો, ઉત્તમ કુળ અવતારો,
તપ જપ સુકૃત ઉદ્યમ કર લો, વાટી માટે મત હારોરે. પ્રા૦ ૩૩
અનંત જીવ તર્યા ધર્મ પ્રભાવે, વળી અનતાહી તરસી,
ઈમ જાણી પ્રભુ આજ્ઞા આરાધે, સો શિવ સુંદર વરસીરે. પ્ર૦ ૩૪

સતગુરૂ તો કહેણુ કાહે ગરજી, પર ઉપગારી થેં જાનો;
જો નહીં માનો તો મરજી તુમારી, એ ઘોડા એ મેદાનોરે. પ્રા૦ ૩૫
ઓગણીસેં આડત્રિસ જેઠ શુદ સાતમ, ગામ ખરોંડી કે માંહી;
તિલોકરિખ ઉપદેશ છત્તીસી, ભાવના શુદ્ધ બનાઇરે. પ્રા૦ ૩૬

## आत्म प्रबोधनी सज्झाय.

એક ઘેર ઘોડા હાથીયા જી રે, પાયક શંખ ન પાર;
મોટાં મંદિર માળીયાં જી રે, વિશ્વ તણો આધારરે.
જીવડા દીધાનાં ફળ જોય, વિણ દીધે કેમ પામીએ જી રે,
હૈડે વિમાસી જોય રે, જીવડા દીધાનાં ફળ જોય. એ આંકણી. ૧
હોય નર સાથે જનમીયા જી રે, એવડો અંતર આજ.
એક માંથે મૂળી વહે જી રે, એક તણે ઘરે રાજ રે. જીવડા. ૨
આંગણ નારી મલપતી જી રે, મીઠા બોલી રે નાર;
એક ઘેર કાળી કુબડી જી રે, કાંઇ ન ચાલે ઘરબાર રે. જીવડા. ૩
શેવ સુંવાળી લાબસી જી રે, ભોજન કુર કપુર;
એક ઘેર કુકશ ઢોકળાં જી રે, પેટ નહીં ભરપુર રે. જી. ૪
એક ઘેર બેટા રૂયડા જી રે, રાખે ઘરનો રે સૂત્ર;
એક ઘેર દીસે વાંઝીઆ જીરે, એક કુલખંપણ કુપુત્રરે. જી૦ ૫
એક ઘોડે ચઢી હાલશે જીરે, એક આગળ ઉજાય;
એક નર પોઢે પાલખી જીરે, એક ઉલાસે પાયરે. જી૦ ૬
દંભ વિના જો ગર્વ કરે જીરે, ભોળા મૂરખ આલ;
જો વાવી જે કોદરા જીરે, તો કિમ લણીએ સાળરે. જી૦ ૭
માંથે છત્ર ચમ્મર ઢળે જીરે, ઢમકે ઢોલ નિશાન;
મુનિ લાવણ્ય સમય ઇમ ભણેજીરે, પુણ્ય તણો પરિમાણરે; જી૦ ૮
ભાવે કરી જે આપશે જીરે, વળી વિશેષેરે દાન;
ઇંદ્ર તણાં સુખ ભોગવે જીરે, પામે અમર વિમાનરે. જી૦ ૯

# ચોવિશજિન સ્તવન.

( રાગ પ્રભાતી. )

શ્રી અરિહંત ગુણ ગાવો રે ભવિકા,
ચોવીશ જિન ગુણ ગાવો રે ભ શ્રી અ. એ આકણી.
ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદમ પ્રભુ ધ્યાવો રે,
શ્રી સુપાર્શ્વ ચંદ્ર પ્રભુ સમરો, નિત નિત શીશ નમાવો રે. શ્રી અ ૧.
સુવિધિ શીતળ શ્રેયાસ વાસુપૂજ્ય, વિમળ વિમળ ચિત્ત ઠાવો રે,
અનંત ધર્મ શ્રી શાંતિ જિનેસર, શાંતિકરણ જગ ચાવોરે. શ્રી અ. ૨
કુંથુઅર મલ્લી મુનિસુવ્રત જી, સુવ્રત કરણ ઉમાવો રે,
નમિ નેમિ પાર્શ્વ મહાવીર જી, શાસનપતિ જિમ નાવો રે. શ્રી અ. ૩
એ ચોવીશ જિન સંજમ ધારી, દીયો કરમ કે ધાવો રે,
કેવળ લેઇને તીરથ થાપ્યા, જળ ભવતારણ નાવો રે. શ્રી અ. ૪
હોય અજોગી મુક્તિ સિદ્ધાયા, ફિર ન રહ્યો ઇહા આવો રે,
અજર અમર અવિનાશી નિરંજન, સકળ જગતકા રાવો રે. શ્રી અ ૫
નામ લિયાં સબ વિઘન વિનાસે, ન રહે દુખકો દાવો રે,
શત્રુ મો મિત્રી સમ વરતે, જો સુમરન મન લ્યાવો રે શ્રી અ. ૬
સંવત ઓગણીસ આડત્રીસ સાલે, વિજય દશમી દિન ઠાવો રે,
દિન દિન વિજય હોય પ્રભુ નામે, ભવ ભવમેં સુખ પાવો રે.શ્રી અ ૭
તિલોકરિખ કહે પ્રભુ તુમ શરણો, ભવ ભવમે મુજ થાવો રે,
શિવ સંપત્ત અરૂ દ્યો તુમ દરિસણ,નિત નિત મંગળ વધાવોરે.શ્રી અ ૮

---

# શ્રી પાંચ ઇંદ્રિનું સ્તવન.

અહો પ્રાણી સેવો ધર્મનો સાર, ધર્મથી પામશો ભવજળ પાર અહો.
એ આકણી.
પાંચ ઇંદ્રી વિષય પરિહરો, મારૂં વચન તમે રૂદયે ધરો,
પ્રથમ ઇંદ્રિ શ્રોતેંદ્રિ જાણ, રાગ સુણી ખોયા મૃગલે પ્રાણ અહો. ૧

બીજી ઇંદ્રિ ચક્ષુ કેરી જેહ, ઘણું રૂળાવે ન લાધે છેહ;
કુદાં પતંગ બળે નિજ કાય, ચક્ષુ ઇંદ્રિ માંહી એહ અન્યાય. અહો. ૨
ઘ્રાણ ઇંદ્રિ નાસીકા સાર, તેની લાલચમાં ખોયા અવતાર;
નિસાસે ભમરો મન ચિંત, દેખી કમળને ઉપન્યો રંગ. અહો. ૩
જાણ્યું સવારે નિકળશું બહાર, નિશા આખી લેશું સુગંધ અપાર;
પ્રભાતે ગજ આવ્યો ત્યાં જોય,દેખી કમળ ચિત્ત લોભાણું સોય.અહો. ૪
કમળ ભક્ષણ હુવો ભમરાનો નાશ, ત્રીજી ઇંદ્રિમાં એહ વિનાશ;
મચ્છ લોલપી જીભા ઇંદ્રિનો જાણ,લોટ ખાતાં ખોયા જેણે પ્રાણ.અહો.૫
ફરસ ઇંદ્રિ ભોગવે નર જેહ, ગજની પરે મરણ લહે તેહ;
તે માટે સહુ સુણજો સાર, વિષય તજ્યાથી પામો ભવપાર. અહો. ૬

## अथ शीयळनुं स्तवन.

શીયળ સરોવર ઝીલીયે, શીયળથી નમે અમરપતિ ઇંદ્ર;
શીયળે સહુ કાર્ય ફળે, શીયળથી મટે રે ભવો ભવ ફંદ.
શીયળ સરોવર ઝીલીએ. એ આંકણી.
શીયળે કઇ નર ઉધર્યા, શીયળથી સંકટ સર્વે જાય;
નેમ રાજેમતિ જાણજો, તેના હું નિત નિત પ્રણમું પાય. શીયળ. ૨
ચંદનબાળા આદે કરી, દમયંતી દ્રૌપતી સુળસા જાણ;
સીતા કુંતી તેણે ઉધરી, શીયળ સેવો સહી સુખની ખાણ. શીયળ. ૩
કુશીળે નર દુઃખીયા ઘણા, છાંડી કુટુંબ સઘળો પરિવાર;
અબ્રહ્મ તણાં ફળ સાંભળો, ઉપજે જોઇ તે નરક દુવાર. શીયળ. ૪
શીયળ સુરતરૂ જાણીયે, ભાખ્યું હો એમ તે તીર્થનાથ;
પ્રશ્નવ્યાકરણ ચોથે દ્વારે, જીન કહે તે નર માહરી સાથ. શીયળ. ૫
શીયળ સ્તવન આછો રચ્યો, શીયળથી પામીએ ભવનો રે પાર;
ઉમેદચંદ્ર એમ વિનવે, શીયળ સેવો સહી નરને રે નાર. શીયળ. ૬

# श्री समकितनुं स्तवन.

હે જાયા તુજ વિણ ઘડી રે છ માસ-એ દેશી.

ધર્મ ખરો જીનવર તણો જી, શિવ સુખનો દાતાર,
શ્રી જીનરાજે પ્રકાશીયેં જી, જેહના ચાર પ્રકાર ૧

ભવિક જન, જ્ઞાન વિચારી રે જોય,
દુર્ગતિ પડતા જીવને જી, ધારે તે ધર્મ હોય ભ એ આંકણી
પંચ મહાવ્રત સાધુના જી, દશ વિધ ધર્મ વિચાર,
હિત કરીને જીનવરે કહ્યા જી, શ્રાવકનાં વ્રત બાર ભ. ૨

પચુબર ચારે વિગય જી, વિષ સહુ માટી રે હીમ,
રાત્રી ભોજનને કહ્યા જી; બહુ બીજનો નીમ. ભ ૩

ઘોળવડા વળી રીંગણા જી, અનંતકાય બત્રીશ,
અણજાણ્યા ફળ ફુલડા જી, સધાણા નિશ દીશ ભ. ૪

ચળિત અન્ન વાસી થયું જી, તુચ્છ સહુ ફળ દક્ષ,
ધર્મી નર ખાએ નહીં જી, એ બાવીશ અભક્ષ્ય ભ. ૫

ન કરે નિધ્ધધસ પણે જી, ઘરના પણ આરંભ,
જીવતણી જયણા ગણી જી, ન પીયે અણગળ નીર. ભ. ૬

ઘૃત પરે પાણી વાવરે જી, બીહે કરતો પાપ,
સામાયિક વ્રત પોષધે જી, ટાળે ભવના તાપ. ભ. ૭

સુગુરૂ સુદેવ સુધર્મની જી, સેવા ભક્તિ સદેવ,
ધર્મશાસ્ત્ર સુણતા થકા જી, સમજે કોમળ જીવ ભ. ૮

માસ માસને આંતરે જી, કુશ અગ્ર ભુજે વાળ,
કળા ન પહોચે શોલમી જી, શ્રી જીન ધર્મ વિશાળ. ભ ૯

જીનધર્મ મુક્તિપુરી દીયે જી, ચઉગતિ ભ્રમણ મિથ્યાત્વ,
એમ જીનધર્મ પ્રકાશિયે જી, ત્રીજું તત્ત્વ વિખ્યાત. ભ. ૧૦

# प्रभाती स्तवनो.

મેં પરદેશી દુરકા, પ્રભુ દરિસણકું આયા;
લાખ ચોરાશી દેશ ફર્યો, તેરા દરિસન પાયા. મે૦ ૧
સુક્ષમ બાદર નિગોદમાં વનસ્પતિ વસાયા;
અપ તેઉ વાઉકાયમાં, કાળ અનંત ગમાયા. મે૦ ૨
સ્વર્ગ નરક તિર્યંચમે, કેતા જન્મ ગમાયા;
મનુષ્ય અનાર્ય મેં ભમ્યા, તિહાં નહીં દરિસન પાયા. મે૦ ૩
તેરા મેરે દરશણ અબ ભયો, પુરણ પુણ્ય પસાયા;
રૂપચંદ કહે ભાગ્ય ખુલે, નિરંજન ગુણ ગાયા. મે' ૪

# स्तवन बीजुं.

જાગે સો જીન ભક્ત કહાવે, સોવે સો સંસારી હે;
કર્મ કલંકકી કીચ ભાઇ હે, તાથેં ભયો બ્રહ્મચારી હે જા. ૧
ત્રસજીવકી હત્યા ન કરે, સ્થાવર કરૂણા કારી હે;
કૂડી સાખ કથન નહીં રૂડા, બોલે બોલ વિચારી હે. જા. ૨
થાપણ મોસો અદત્ત ન લેવે, ચોરી મારી નિવારી હે;
પંચ સાખે પાણી ગ્રહણ કરીને, અવર સ્ત્રીયા બ્રહ્મચારી હે. જા. ૩
સ્નાન પ્રમિત જળ જીનકી સેવા, પરિગ્રહ સંખ્યા ધારી હે;
રૂપચંદ સમકિતકે લચ્છન, તાકુ વંદના અમારી હે. જા. ૪

# स्तवन त्रीजुं.

દેવ નિરંજન ભવ ભય ભંજન, તત્વ જ્ઞાનકા દરિયા રે;
મતિ શ્રુત અવધિ ને મનપર્યવ, કેવળજ્ઞાને ભરિયા રે. દેવ. ૧
કામ ક્રોધ લોહ મચ્છર મારણ, અષ્ટ કરમકું હણીયાંરે;
ચારે નારી દુર નિવારી, પંચમ સુંદરી વરિયાં રે. દેવ. ૨
દરિશન જ્ઞાન એક રસ જાકું, ક્ષીરોદધિ જ્યું ભરિયા રે;
રુપચંદ પ્રભુ નામકી નાવાં, જો બેઠા સો તરીયા રે. દેવ. ૩

## गणधर स्तवन.

એકાદશ ગણધરના નામ, પ્રહ ઉઠીને કરૂં પ્રણામ,
ઇંદ્રભૂતિ પહેલો તે જાણુ, અગ્નિભૂતિ બીજો ગુણખાણ. ૧
વાયુભુતિ ત્રીજો જગ સાર, ગણધર ચોથો વ્યક્ત ઉદાર,
શાસનપતિ સુધર્મા સાર, મંડિતનામે છઠ્ઠો ધાર ૨
મૌર્યપુત્ર તે સાતમો જેહ, અકંપિત અષ્ટમ ગુણ ગેહ,
મુનિવર માંહે જે પરધાન, અચળભ્રાત નવમો એ નામ ૩
નામ થકી હોય કોડી કલ્યાણ, દશમો મેતારજ અવિરલ વાણ,
એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપતિ જસ નામે થાય ૪
ગાયા વીર તણા ગણધાર, ગુણમણિ રયણ તણા ભંડાર,
ઉત્તમવિજય ગુરુનો શિષ્ય, રત્નવિજય વંદે નિશ દિશ ૫

---

## कर्म उपर छंद.

આદિ જીણેશ્વર કરૂં પ્રણામ, સમરૂં સરસ્વતિ સામિણી નામ,
કર્મ તણી ગતિ વિષમી કહુ, કર્મ તણા ફળ સુણજો સહુ ૧
કર્મે આદિસર ભગવન્ન, વર્ષ દિવસ નવ પામ્યા અન્ન,
ભરત બાહુબળે ઝગડો કર્યો, કર્મે મલ્લીનાથે સ્ત્રી વેદ ધર્યો ૨
આદિસર સાથના યતિ, મૂકી વેશ હુઆ મટપતિ,
ખંધકસુરિ શિષ્ય પાંચસે, ઘાણી ઘાલ્યા શિવપુર વસેં, ૩
શિષ્ય સહુ મૂક્તિ પામ્યા સહી, આપ ભુવનપતિ પદવી લહી,
કર્મે ચંદ્ર કલંકી થયો, કર્મે શ્રેણિક નરકે ગયો ૪
કર્મે બ્રહ્મા કર્યો કુભાર, કર્મે વિષ્ણુ દશ અવતાર,
કર્મે ઇશ્વર દીધી શીખ, કર્મે મુંજ મંગાવી ભીખ ૫
કર્મે ઇંદ્ર અહિલ્યા સુ રમ્યો, કર્મે રામચંદ્ર વન ભમ્યો,
કર્મે પાંડવ ગયા વિદેશ, કર્મે નળ ભમિયો બહુ દેશ ૬

દમયંતીને પડયો વિયોગ, કુબેરદત્ત માય બ્હેન સંયોગ;
ખંધક કુમાર ઉતારી ખાલ, સતી સુભદ્રા ચઢિયું આળ. ૭
વંકચુળરાય ધરે અવતાર, ચોર થઈ રહ્યો પાળિ મઝાર;
મલયાસુંદરિ મહાબળ ધણી, પૂર્વ કર્મ કરયાંરે વણી. ૮
વંશ અગ્રે એલાચી પૂત્ર, કર્મે પામ્યો ન્યાન પવિત્ર;
કર્મ વશે શ્રી આર્દ્ર કુમાર, મૂકી વેષ માંડયો વ્યાપાર; ૯
ગજસુકમાળ શિર બાંધી પાળ, ભરી અંગાર કર્યું પરજાળ;
કરમે નવનંદ કરપી હુઆ, મૂસન ધન મેલીને મુવા. ૧૦
યુગલ ગયું કર્મે નારકી, શુળી સુદર્શન કરમે થકી;
મુનિ આષાઢે કીધું એમ, ગુરૂ છંડી વેશ્યા સું પ્રેમ. ૧૧
નંદીખેણ જુઓ મુનિ રાય, મુકી વેશ વેશ્યા ઘર જાય;
સુરિજ ગતિ ભમે નિશ દિશ, કર્મ તણી છે એસી જગીશ. ૧૨
સક્કોસલ બાઘણી મૂખ પડયો, મેતારજ સોનારી નડયો;
રહ્યો કોશ્યા ઘર સ્થુળિભદ્ર યતી, કર્મે પાપ ને લાગ્યું રતી. ૧૩
ખોડ બળંતો પન્નગ જેહ, ધરણેંદ્ર પદવી પામ્યો તેહ;
મુનિસુવ્રત બાણી અનુસરી, બાજી પહોંતો દેવન પુરી. ૧૪
પુરવ કર્મે શ્રી મહાવીર, શ્રવણે ખીલા ચરણે ખીર;
નામે હરીબળ માછી વળી, કર્મે સ્ત્રી પામ્યો નિરમળી. ૧૫
અરણિક મુની દિક્ષાથી પડયો, ચંડકોશિયો સુર પદવી ચડયો;
શાસ્ત્ર નિમિત્તિયા કૈ કૈ કહ્યા, મૂકી વેશ ઘર વાસી રહ્યા. ૧૬
મુનિવર માસખમણના ધણી, તે ગતિ પામ્યા પન્નગ તણી;
કરકંડુને જમતાં નાણ, એહ કર્મ તણું અહિ નાણ. ૧૭
કર્મે ઉત્તમ કુળની નાર, તેહ વાંછે બીજો ભરતાર;
કઠિયારો ઇમ શીળે રહ્યો, દ્રવ્ય છંડિને નાશી ગયો. ૧૯
કર્મ થકી ભરતે શું કીધ, આરિસામાં કેવળ લીધ;
જાણી તંદુળ મચ્છ કર્મે કરી, સાતમી નર્કે પહોંચે વળી. ૧૮
કુંડરીક પુંડરીક બંધવ બે, એક રાજા એક દિક્ષા લે;
પડિયો મુનિવર ચડિયો રાય, જરાકુમારે માર્યો નિજ ભાય. ૨૦

કર્મે દુર્દર સુરવર થાય, કર્મે રળીયા રંક ને રાય,
કર્મે હાથી નર અવતાર, પ્રત્યક્ષ પેખો મેઘ કુમાર ૨૧
બાળપણે શ્રી વયર કુમાર, પાલણે ભણિયા અંગ અગ્યાર,
લક્ષમણા નામે જે મહાસતી, કર્મે તે ચૂકી શુભ ગતી. ૨૨
મયણાસુંદરી નરપતિ સુતા, વરિયો કોઢી સહુ દેખતા;
કર્મે ચૂલણી મારે પુત્ર, કર્મે ભાંજી રહે ઘર સૂત્ર. ૨૩
હરિકેશી બળ પૂરવ યતી, કુળ ચંડાળતણે ઉતપતી,
કર્મ તણી ગતી જુઓ ઇશી, સાર દેવ સેવા ઉવશી ૨૪
સતી સીતા સંકટમાં પડી, ઇચ્છાકારી બહુ કર્મે નડી,
એક રડવડતા સઘળે ભમે, તેહને કન્યા ન મિલે કિમે. ૨૫
કર્મ તણા ફળ જો જો દેવ, બહોત્તર સહસ પરણ્યા વસુદેવ,
કર્મે કેમરી કેવળ લિયો, કર્મે ભામંડલ જીવીયો ૨૬
કર્મે ભગિની કરવા દ્રોહ, કર્મે શુળી થયા સુરલોય,
કર્મે ચોરી શેહીણુ કરે, કર્મે પુણ્યવંત ભૂખે મરે. ૨૭
કર્મે વિક્રમને શિર આળ, કર્મે ઢેવળ એવંતો બાળ,
ઘણી વેઢ લગે નવ નારદ, કર્મે શુદ્ધ બુદ્ધ પામ્યા બળદ ૨૮
ચૌદ પુરવધારી જે મુનીસ, પડયા નિગોદે વહી નિશ દીસ,
સુભૂમ રાજા નરકે ગમણ, બ્રહ્મદત્તને ગમિયા નયણ ૨૯
દ્રઢ પ્રહારે કરી હત્યા ચાર, તોહી મુક્તિ ફળ લીધા સાર,
ગૌતમ સ્વામી ગણધર જોય, દેવશર્મા બ્રાહ્મણ પ્રતિબોધ ૩૦
કર્મ તણી ગતિ કિમે કહેવાય, નિજ પ્રેમદા શિર કીરો થાય,
કર્મે અર્જુન માળી અણગાર, પાતિક ઉતારયા નિરધાર. ૩૧
હરિશ્ચંદ્ર રાજા સાહસ ધીર, કમ કુંભ ધરે વહ્યુ નીર,
પરસુરામ જમદગ્નિની જાત, ક્ષત્રીના તેણે કીધા ઘાત ૩૨
પ્રભવો હુતો મહોટો ચોર, તેણે લીધું સંજમ વ્રત ઘોર,
ભદ્રબાહુ સ્વામી ગુરૂ ભાય, વરાહમિહર નામે કહેવાય ૩૩
મુકી દીક્ષા ભાખે જોષ, ઇણીપરે કરે ઉદરનો પોષ,
સનંતકુમાર કરતો રંગરોળ, દીલે રાગ ઉપન્યા છે સોળ. ૩૪

દશ શિશ રાવણ કીધ કલ્લોલ, કર્મે દશ શિશ હુઆ રોળ;
કર્મે નિર્ધનને ધન્યવંત, કર્મે થાયે સંત અસંત. ૩૫
ચંપકસેન દાસીનો પુત્ર, લીધું વ્રત દત્તધર સુત્ર;
કર્મે પુત્ર કેવલસિરી લહે, પામી કેવળ ઘરમાં રહે. ૩૬
કીધાં કર્મ ન આવે પાર, દેખો દ્રૌપદી પંચ ભરતાર;
શાસ્ત્ર માંહિ છે ઘણા વિચાર, તે કહેતાં નવ આવે પાર. ૩૭
સુળસા શ્રાવિકા કર્મે ઓધાન, સુત બત્રીસે ધર્યા પ્રધાન;
એક ધરમીને થાયે નુકશાન, એક પાપી પામે બહુ માન. ૩૮
તે દેખી મન નવિ ધરજો રોષ, પુરવ કરમ તણો એ દોષ;
નિંદ્યા ન કરો કો કહે તણી, નિંદ્યાએ થાયે દુરગતિનો ધણી. ૩૯
જેહને હોય નિંદ્યાનો ઢાળ, તે બોલ્યો ચોથો ચંડાળ;
પરતણી જે નિંદ્યા કરે, પિંડ પોતાનો પાપે ભરે. ૪૦
તેહને સાધુ કહે જગ બાપ, જે કહે ને ન કરે સંતાપ;
કવિ કહે તસ લાગું પાય, જેમ મુજ દુઃખ તે સઘળાં જાય. ૪૧
જેહને જેવી હોય મતિ, તેહને તેવી થાયે ગતિ;
તે દેખી મન નવિ ધરજો રોષ, પૂરવ કર્મ તણો એ દોષ. ૪૨
જો કરો નિંદ્યાની ખાંત, નિંદ્યા આપ કરો દિનરાત;
નિજ આતમને દિયો ઉપદેશ, તે જન કરશે મુક્તિ પ્રવેશ. ૪૩
તપ ગચ્છ નાયક જગ ગુરુ નામ, શ્રી હીરવિજય સૂરિ અભિરામ;
પટધર શ્રી વિજયસેન સૂરીસ, રતનસાગર પ્રણમે નિશદીશ ૪૪

## कळश.

( હરિગીત છંદ. )

ઇમ આદિનીરે અંતધીરે, કરયાં કરમ સહુ ભોગવો;
શ્રી ચક્રવર્ત્તિ પદ વસુદેવ રાજા, શુભ અશુભ ફળ ભોગવો.
સુણ જીવડા એક પુણ્ય કરતાં, દુઃકૃત સઘળાં ખેપિયે;
મુક્તિ નારી પામે સારી, જિનવર વાણી જે પિયે. ૪૫

## उपदेशक प्रभातीयुं.

જાગ્ય તું જાગીને જો જગ જીવડા, વિશ્વ આ તો સર્વ જાય ચાલ્યું,
કોણુ રાજા વળી કોણુ રંક દીસે, કાળે તો સર્વનુ વેર વાળ્યુ. જાગ્ય. ૧
કાળ અનાદિથી ચૌગતે રડવડયો, ભડભડયો ક્રોધની ઝાળ માંઈ,
વેર વહુ બાધીયા પ્રાણી વિરાધીયા,ચિત્ત દયા તુજને નાવી ભાઈ.જાગ્ય. ૨
પૃથ્વી પાણી ને અપ તેઉ વાયરો, વનસ્પતિ વેગે વીણાશી,
કહે કેમ છોડશે હાડ હવે તોડશે, મળશે જયારે તુમ જમ ત્રાસી.જાગ્ય. ૩
લક્ષ ચોરાશીની યોનીમા બહુ ભમ્યો, અતિ રમ્યો વિષયના જોર માંઈ,
નારી પરદારા રમત કરી રાચીયો,માચીયો આપ છળમાજ ભાઈ જાગ્ય. ૪
શ્રી જૈનધર્મનો મર્મ જાણ્યો નહીં, તો કહો કેમ કરી મોક્ષ જાવે,
કહેણુ જે કેવળી સ્વામીનુ કામ છે, ભક્તિ કર્યાથી ભલી વિધ પાવે.જાગ્ય. ૫

---

## उपदेशक प्रभातीयुं बीजुं.

પ્રાણી, ભજ, પ્રાણી ભજ, ભજ અરિહંતને,
ટાળ ભવ ફંદને, પાપ નિકંદને દુર કીજે,
ષટ દયા પાળવી, જતુ લે જાળવી, ઉદ્ય જન્મ્યા તણો લહાવો લીજે પ્રા. ૧
રમણ ભમણ કરી ચઉગતિમા ફરી, સ્થિર રહી ન ઠર્યો કોઈ ઠામે,
ઉદ્ય આળસ તજી લે જીનને ભજી, જા જઈ બેસ અચળ ઠામે. પ્રા. ૨
એહ મસાર તો દિસે છે કારમો, કારમો કુટુબ ને પરિવારો,
કોણુ માતા વળી કોણુ તાતા દિસે, કોણુ ભ્રાતા ભાઈ મન વિચારો.પ્રા. ૩
કોણુ ભગિનિ પ્રિયા કોણુ સાચી ત્રિયા, કોણુ તુજ નદને કોણુ કેનો,
સાજ સમય જેમ પખી ટોળે મળ્યા, પ્રભાતે લાધે ન પત્તો તેનો. પ્રા ૪
એહિ પરિવારો દિસે છે સ્વાર્થો, ધાર્તો મા રખે કોઇ તારો,
કાળ માથે ફરે ગો જનને ચરે, કોણુ બેટો ન બાપુ બિચારો. પ્રા ૫
બાપ બેઠો રહેવે બેટો ચલતો હોવે, એહિ તો અચિરજ મોચે આવે,
નિ:શમો થઇ આપ દાવે રહિ, કાળ તો સર્વને લેઈ જાવે. પ્રા. ૬

એમ જાણી કરી ઉત્તમ પ્રાણીયા, શ્રી વિતરાગનો ધર્મ કીજે;
વસુ દસ પાપ કરાવે સંતાપને, દુરથી તેહનો છેહ દીજે. પ્રા. ૭
એહ ઉપદેશ ચિત્ત સ્થિર કરી સ્થાપજો, કાપજો કર્મને વિર થાઇ;
કેવળચંદ આણંદમાં એમ કહે, રાખજો ચિત્ત નિત્ય જ્ઞાનમાંઇ. પ્રા. ૮

## उपदेशक प्रमातीयुं त्रीजुं.

સાર સંસારમાં સજ્જનો છે નહીં, વાર અકાળને કોઈ વારો;
ધાર શુભ ધર્મને મર્મની વાતને, આતમા આ સમે તો ઉગારો.
હાર નહીં હામ ને ઠામ ઠરવા તણું, માત્ર આ દેહના ધાર ગારો;
એક અરિહંતને આજ તું યાદ કર, સાથ ન આવશે કોઇ સારો. એક. ૧
કોણ તું માનવી કોણ લેખા માંહી, કોટી ધન રાજવી કૈક ચાલ્યા;
પાપના પંથથી પુરુષ કૈક પામિયા, નર્કની ખાણમાં કૈક ઘાલ્યા,
વીર તું ધીર ધર વાત વિચારને, આવશે આપણો કો દિન વારો. એક. ૨
જગત જંજાળમાં જોડિયું ચિત્ત તેં, ધર્મમાં ધ્યાન તો નાહીં જોયું;
વ્યર્થ આ કાળ વહી જાય છે વાલમા, ખાંત ના રાખી તો સર્વે ખોયું;
તેથી વિચારોને આણી વિવેકને, તે થકી આતમા આજ તારો. એક. ૩
કોણ મા બાપ ને કોણ કાકા દિસે, સ્નેહ સ્વાર્થ માંહિ છે સગાઇ;
તન આરોગ્ય ત્યાં સુધી છે તમ તણાં, ઠીક એ છે જગતની ઠગાઇ;
ધર્મમાં ધ્યાન જો ધારીયે ધીરથી, એ થકી સર્વે આણંદ કારો. એક. ૪

## उपदेशक लावणी.

કયા દેખું જગતકા ખ્યાલ, નજરસેં ન્યાળી નજરસેં૦
સબ મોહની કેરે વશ, દુનિયામેં ભાળી. ૧
બડા મોહની કેરા જોર, વદત એમ તાણી; વદત૦
સબ વિશ્વનો પકડી હાથ, નાંખે નર્કકી ખાણી. ૨
તેહ દુઃખથી છુટવા આપ, કરો ઉપાય; કરો૦
જીન મુનિવર વીચરે જેહ, વંદો તસ પાય. ૩

આ સંસાર સમુદ્ર માંહી, તારણ તે દેવા; તારણ૦
તેહ તણી કરો તુમે નીત્ય, શુદ્ધસેં સેવા. ૪
જેથી ભવ આવી તુમ વેગે, દૂર પળાય, દુર૦
જન્મ કષ્ટ મરણનો ભય, દિલથી જાય. ૫
વળી તજો પરનારી સંગ, સદા સુખકારી, સદા૦
છળભેદ તણો તમે ધંધો, મેલો વિસારી ૬
પુજ્ય રૂગનાથજી પસાય, કીધી જોડ મારી, કીધી૦
કેવળચંદ તણી આ અરજ, લીયો દિલ ધારી ૭

---

# वैराग्य उपदेशक दोहा.

હિંસા દુઃખની વેલડી, હિંસા દુઃખની ખાણ,
અનંતા જીવ નરકે ગયા, હિંસા તણે પ્રમાણ. ૧
દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ,
અનંતા જીવ સ્વર્ગે ગયા, દયા તણે પરિમાણ. ૨
જીવ મારતા નરક છે, રાખતા છે સ્વર્ગ,
એ બેહુ છે વાટડી, જીણ ભાવે તિણ લગ્ગ ૩
વિણ કપાસ કપડું નહીં, દયા વિના નહીં ધર્મ,
પાપ નહીં હિંસા વિના, બુઝો એહજ મર્મ ૪
ધર્મ કરોરે તમ પ્રાણીયા, ધર્મ કરતા નિર્વાણ,
ધર્મ કર્મ જાણ્યા વિના, તે નર પશુ સમાન ૫
ધર્મ કરોરે તમ પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય,
ધર્મ કરતા જીવને, દુઃખીયા ન દીઠા કોય. ૬
જીવ દયા પાળી સહી, પાળી છે છકાય,
તે વસ્તા ઘરનો પ્રહુણો, મીઠા ભોજન ખાય. ૭
જીવ દયા પાળી નહીં, પાળી નહીં છકાય,
તે વસ્તા ઘરનો પ્રહુણો, જેમ આવ્યો તેમ જાય ૮
ખરો માર્ગ વીતરાગનો, ગણ દુઃખ ઝીણા ભેદ,
એહ હોય તો મગધનો, મનમા આણી ઉમેદ ૯

ઢીલ ન કીજે ધર્મકી, તપ જપ લીજે લુંટય;
જેશી શીશી કાચકી, જાશે પલકમાં ફુટય. ૧૦
દુઃખમ આરો પાંચમો, નિશ્ચળ રાખજો મન;
થોડામાંહી નફો ઘણો, જેમ કુંડાંમાં રતન. ૧૧
નિશ્ચળ હોવે સ્ત્રી, નિશ્ચળ સુખજ હોય;
દયાતણાં ફળ જાણજો, કદીય ન નિષ્ફળ હોય. ૧૨
જીનકી સ્થિતી પાક ગઇ, તીનકું એ ઉપદેશ;
ખરો માર્ગ વિતરાગનો, જેમાં કુડ નહીં લવલેશ. ૧૩
સાધુ તો ચંદન બાવના, શીતળ જનકો અંગ;
લહેર ઉતારે ભુજંગકી, દેવે જ્ઞાનકો રંગ. ૧૪
કરો કમાઈ આપકી, વાવર ને લે લાવ;
મત કર આશા પારકી, ફાવે નહી કો દાવ. ૧૫
દેખી દોષ પરના કહે, આપ ન દેખે દોષ;
હિત કરી જો કોઇ કહે, તો તે પર કરતો રોષ. ૧૬
લઘુતા રાખો ગુણ ગ્રહી, મોટપ મેલી દુર;
લઘુતામાં પ્રભુ પદ મળે, પ્રીતિ કુળ નુર. ૧૭
સંગ ન કીજે નીચકી, સદ્ગુણ લોપે જેહ;
અણચીંત્યું દુઃખ ઉપજે, એમાં નહી સંદેહ. ૧૮
ધન તન જોબન સંપત્તિ, મળીયા પુણ્ય પસાય;
કરને કરણી પાધરી, પરભવમાં સુખ થાય. ૧૯
મારું તારૂં શું કરો, એમાં દુઃખ અપાર;
મારૂં તારૂં મેલતાં, તરીયે ભવ જળ પાર. ૨૦
ક્રોધી માની લોભીને, જો વશ કરવા ચહાય;
સુન્યનમી બાત આપીયે, તો વશ આવે ઉભાય. ૨૧
મારું મારૂં કરી મરે, કરે કપટ ને જૂઠ;
પ્રાણ ગયે નિજ પ્રિય પણ, કોઇ ન આવે પુંઠ. ૨૨
ધન ભંડારો ધરી રહે, રહે ઝરૂખા માળ;
સગાં સ્નેહી જૂદા પડે, જયાં આવ્યો જમકાળ. ૨૩

મોટા મોટા ગજવી, વળી મોટા ધનવાન,
રાજપાટ તજી ચાલીયા, બળી મુઆ શમશાન. ૨૪
રાવણ સરખા ગજવી, જરાસંઘ સમ જોધ;
દુર્યોધન સમ દુરમતિ, ગયા ચાલી તજી ક્રોધ ૨૫
પિતામાતા મહબંધુ જન, જુઓ સુતા શમશાન,
ગયા સ્નેહીયો કેટલા, એ લેવુ એધાન ૨૬
જેમ ગયા તેમ આપણે, જાવુ એહ જરૂર,
પણ આપણ નથી જાણતા, વખત નજીક કે દુર ૨૭
જુવાન જાણે નથી જાવુ, વૃદ્ધ ગણે મન એમ,
સૌ જાણે રહેવુ અમર, કોણ રહ્યુ પણ ક્ષેમ. ૨૮
વહેલા મોડા સઉ ગયા, તેડુ આવ્યુ તરત,
તેમ જાવુ છે આપણે, જ્યારે આવે અંત ૨૯
ફેર પડે નહીં પલકનો, નહીં વાયદો થાય,
વણબોલ્યા કે અણચિંત્યા, જંગલકે ઘરમાય ૩૦
બાળક મોટુ થાય તેમ, માત ધરે ઘન હર્ષ,
કાળ ખુશી થઇ મન ગણે, ખુટયા એટલા વર્ષ. ૩૧
મનવાળા મન સમજીને, શોક ધરો શા માટ,
ઘરડા જુવાન સરવને, એ લેવી છે વાટ. ૩૨
રડે કુટે નહીં દેખશો, મરતા નહીં મળાય,
સ્વપને જોયું જેટલુ, જાગે કેમ જણાય ૩૩
કાગળ કેરા નાવથી, તરવુ સાગર માંહ્ય,
પંચ કુસંગી સંગ છે, શી રીતેજ તરાય. ૩૪
ઇચ્છો જેવુ અવરનુ, એવુ આપનું થાય;
નહીં માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય. ૩૫
કરો કરો કહી અન્યને, શિક્ષા દેવી સહેલ,
પોતે પહેલજ કાઢવી, એ છે અતિ મુશ્કેલ ૩૬
આ તો વીખની વેલડી, કહેવામા છે સહેલ,
તનમનથી તે ત્યાગવી, એછે અતિ મુશ્કેલ ૩૭
જે પહેર્યુ તે ફાટશે, કર્યુ તે કરમાય,

અણ્યું હોય તે ખડી પડે, નાશ ધર્યું તે જાય. ૩૮
આ શિખામણ સાચી કહી, સર્વને હિત આણ;
કાંઇક દયા કરૂણા રાખજો, ત્યારે સાંભળ્યા કો પ્રમાણ. ૩૯
રાતી ગમાઇ સોવતે, દિવસ ગમાયા ખાય;
હિરા જૈસા મનુષ્ય ભવ, કવડી બદલે જાય, ૪૦

## सज्जन विषे दोहा.

સજ્જન હીરાસેં અધિક, મુલ ન જાકો હોત;
કહુ પરાયો હોત નહીં, દુઃખમેં હોત ઉદ્યોત. ૧
સજ્જન શું અંતર નહીં, રાખે કોઇ સુજાન;
સજ્જનસેં સુખ હોત હૈ, યહ નિશ્ચે મનમાન. ૨
સજ્જન જગમેં બહુ નહીં, વિરલો કહું દિખાત;
તિહિ પિછાન કીજે સુખદ, જાતે સબ દુઃખ જાત. ૩
સજ્જન પર ઉપકાર કરી, લેત ન કછુ ઇહ દાસ;
દેત સદા જો ચાહિયે, સમય શું આવત કામ. ૪
સજ્જન સમ જગમેં નહિં, અવરસુ કોઇ પુમાન;
આપ બહુત દુઃખ દેખિકે, દેત ઔર સુખજાન. ૫
સજ્જન સ્વભાવ દેખિકે, આપ હુતા સમ હોઓ;
સજ્જનતા સબતેં અધિક, યા સમ ઔર ન કોઓ. ૬
સજ્જન નામ ધરાયકે, ભટકત જગમે ઔર;
પૈ લચ્છન પુત દેખિકે, સંગ ન કીજીએ ઠૌર. ૭

## वैरागी पदो.

સાબાશ સાબાશ છે તારી જાતનેરે. એ રાગ.

જાણ જુઠું જીવિત ખરૂં માન્યમાંરે,
સુખ ધાન્યમાંરે; રાખ૦ સાબા૦ ૧

આ જગની તો જુઠી કાયા, જુઠી મોહ ભરેલો માયા,
કાચ કુપ છે કાયા, રાખ સાબા૦ ૨
દીસકી માતા કીસકા ભાઇ, કીસકી જોરૂ લોક લુગાઇ,
સ્વારથકી સગાઇ, રાખ. સાબા૦ ૩
પ્રભુ નામકું હૃદયે ધરના, એ રીતે રહેગા શરણા,
ભવ સાહાર તરણા, રાખ. સાબા૦ ૪

## पद त्रीजुं.

પ્રભુકા ધ્યાન ધરો તમો પ્યારારે, પ્રભુ એ ટેક.
પ્રભુજીકે નામમેં પાપ કટન હે, અશુભ કર્મ દુર જાવેરે. પ્રભુ૦ ૧
યા જગતમેં ઓર કોઇ નહી હે, એક પ્રભુજી કહાવેરે. પ્રભુ૦ ૨
માત પિતા સબ સુખકે માથી, દુખમે કોઇ નવ આવેરે પ્રભુ૦ ૩
યા દુનિયાકી જૂઠી હે માયા, જૂઠા જાગ ફેલાવેરે. પ્રભુ૦ ૪

## पद त्रीजुं.

(ચોપાઇની દેશી.)

ઋિષભ અજીત સંભવ સુખકાર, અભિનંદન પ્રભુ જગ આધાર,
સુમતિ પદ્મ પ્રભુ તારણ જહાજ, પ્રણમું શ્રી ચોવીશે જીનરાજ ૧
સુપારશ્વ ચંદ્રપ્રભ સ્વામ, સુવિધિ શીતળ જીન કરૂં પ્રણામ,
શ્રેયાંશ વાસુપુજ્ય સારો કાજ. પ્ર૦ ૨
વિમળ વિમળમતિ નાયક દેવ, અનંત ધર્મ જીન કરીએ સેવ,
શાંતિ કરો શ્રી શાંતિ મહારાજ. પ્ર. ૩
કુંથુ અર મલ્લિ જીન જાણુ, શ્રી મુનિસુવ્રત ત્રિજગજાણ,
નમી નેમ રાખો મુજ લાજ. પ્ર. ૪
પાશ્વનાથ મહાવીર દયાળ, ભવ દુખ ભંજન પરમ કૃપાળ,
મુક્તિ નગરકો લીનો રાજ. પ્ર ૫

તુમ બિન નહિં કોઇ તારણહાર, તિલોકરિખ ઇમ નિશ્ચે ધાર;
અરજ કરે ઘો શિવપુર સાજ. પ્ર. ૬

## પદ ચોથું.

દમકા નહીં ભરોંસા રે, કરલે ચલનેકા સમાન;
લખ ચોરાશી ભમકે આયા, ગર્ભ કીયા આસ્થાન. દમ. ૧
ઉત્તમ કુળમેં જન્મ લીયા હૈ, સુખમેં ખાન ઓર પાન;
ભીડ પડયા તેરા કોઇ ન સાથી, સાથી પૂણ્ય ઓર પાપ. દમ. ૨
આશા તૃષ્ણા ભુખ ઓર નિંદ્રા, કુમતા રૂપ નિધાન;
દિન દિન બાંધે પાપકી સંગત, વ્યાપે ક્રોધ ઓર માન. દમ. ૩
જૂઠા સબ એ જગત પસારા, નારી વિષકી ખાન;
માયા લોભ આદકે વૈરી, ઇનશું કીયા પહીચાણ. દમ. ૪
પાંચો ચોર મુસે ઘર તેરા, ઈનકો ખોટી બાન;
ઇતને ચોર બસે તન અંદર, મોહ બડા સુલતાન. દમ. ૫
દો દિનકા ઇહ ગોબલરાસા, ધોરે ત્રીયા બાન;
કાળ વૈરી તેરા શિરપર ખેલે, સાંધિ ફિરતા બાન. દમ. ૬
ભાઇબંધ સબ સગાં સંબંધિ, રાખે તેરા માન;
અંત સમે કોઇ કામ ન આવે, કિસપૈં માન ગુમાન. દમ. ૭
જપ તપ શીળ કરો શુભ સંગત, સાધુ સુપાત્રે દાન;
સેવ સાધુ ચરણે ચિત્ત લ્યાવો, પ્રભુ ભજ તજ અભિમાન. દમ. ૮

## વૈરાગી સ્તવન.

ખબર નહીં આ જુગમે પલકીરે. એ રાગ.

સુકૃત કરનાં હોયસો કરલે, કોણુ જાણે કલકી;
કુડ કપટ કર માયા જોડી, કર બાતાં છલકી;
પાપ પોટલી શિરપર તેરે, કેસે હોય હલકી. ખ. ૧
માત તાત સુત બાંધવ બેની, સબ જુગ મતલબકી;
કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ખ. ૨

મન માવત તન ચંચળ હસ્તી, મસ્તી હેબળકી,
સતગુરૂ અંકુશ ધરે શિર પર, તજો સંગત ખલકી. ખ. ૩
જબ લગ હંસા રહે દેહમા, ખાતા મંગલકી,
હંસા છોડ ચલા જબ દેહી, મટીઆ જંગલકી. ખ. ૪
દયા ધરમ સાહેબકો સમરન, ચલ મારગ સતકી,
રાગદ્વેષ ન રખના દિલમે, બીનતી અખમલકી. ખ. ૫

---

॥ ૨ ॥ હે જન પાલક એ રાગ.

પરમાત્મા પ્રભુ કરૂણા કરજો, આ અર્જ અમારી ઉર ધરજો. ટેક
હે નિરંજન નિરાકાર, સૌને છે તારો આધાર,
તુજ વિણુ આ સુનો સંસાર, વદન કરીએ વારંવાર પ. ૧
સિદ્ધ ક્ષેત્રમા તારો વાસ, અદભુત તેજ તણો આભાસ,
આજ અમો કરીએ અરદાસ, અંતરમા છે મોટી આશ પ ૨
તુજ ભરોસે હે સુખધામ ! આરંભ્યુ આ મોટું કામ,
વિઘ્નો ટાળી તમે તમામ, પુરણ કરજો મનની હામ. પ. ૩
જૈનબાળ સઉ સંગે ગાય, પ્રેમ ધરી તે વંદી પાય;
જસની ઇચ્છા અંતર માય, સેવક જાણી કરજો સહાય. પ ૪

---

## शीखामणनो छंद.

થોડું જાણે ઇંગ્લીશ કહે હું ભણેલો, જાણે પદવી એલ એલ બીની ચઢેલો,
એનો ઠાઠ જાણો તમે મુજ યારો, નીવારી સુધારો કુધારો વધાર્યો ૧
પેહેરે બુટ મોજા અને કોટ ટોપી, ચીપે પાટલી હાથમા શોભે સોટી,
વળી બંધ બાંધે ગળે બંધ સારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૨
બજારે ચાલે રોફમા ચમ ચમ, દીપે હાથ ગુલાબ છડી સુગંધ,
પહેરાવે ગળામા ઘણા પુષ્પ હારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૩
અત્તર તેલ ચોળી રહે રંગ રસમા, વળી આંધળા સુખમા ઘાલે ચશ્માં,
નીશા પાણી લેતા ચાલ્યા જાય કુમારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૪

નીશા લહેરમાં ડોલતા મસ્ત મદમાં, બની છાકટા નહીં રહે નીજ હદમાં;
પુછે એક બીજા (ને) શો વીચાર તારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૫
બોલ્યો ત્યારે બીજો લીધો માલ પાણી, ચાલો સે'લ કરવા જઈએ આજ છાની;
ફર્યો સર્વને એજ વીચાર સારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૬
મુકયા આજથી છોકરા એવા છુટા, મળ્યા સોબતી દુષ્ટ હૈયાના ફુટયા;
એવી ટોળીઓ આજ દેખું હજારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૭
અરે વૃદ્ધ વિચારજો મન આણી, મુકે છોરૂં છુટાં મળે ધુળ ધાણી;
પછી કહેસે હું તો નહીં સાંખનારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૮
અરે બાળકો ચાલ ચાલો વિચારી, મુકો સોબતો હોય દુષ્ટ નઠારી;
વધે તેથી શોભા કહે ઉઠયો સારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૯
ભણો ભાવથી તે કરો કામ સારાં, કરો બંધ સઘળાં કુમીત્રોનાં બા'રાં;
શોભો નિજ કુળને તેવું વસ્ત્ર ધારો, નિવારી સુધારો કુધારો વધાર્યો. ૧૦
કરો ખર્ચ વિચારીને એકદમ, ખરા સંકટે આવશે બહુ કામ;
થઇ શાંત ગુણી ગણો ધર્મ પ્યારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૧
જુવાની ને ધનનો નહી મદ ધરશો, વળી ક્રોધ અહંકારને દુર કરશો;
અતી કલેશ કંકાસને જાણો ખારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૨
હશે પાસે પૈસો ઘણા મીત્ર થાશે, ખરા દુઃખ પ્રસંગે વેરાઇ જાશે;
કરે ન મદદ તે રહે નક્કી ન્યારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૩
સૂણી નીજ સ્તુતી ન ફુલાઇ જાશો, સાધી નીજ સ્વાર્થને કરશે તમાસો;
કરે સ્વાર્થ માટે તે ખોટો લવારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૪
અતી મિષ્ટ ખાવા નહી ટેવ પાડો, નહીં ટેવ છુટે પડે નક્કી ખાડો;
નવાં પાક જોવાને રખડે બજારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૫
નહી બોલો ભુંડું મુએલાની પુંઠે, બાંધે પાપ અથાગને દૈવ રૂઠે;
ધરીને સુબુદ્ધિ કુબુદ્ધિ વિસારો, નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૬

## વૈરાગી સ્તવન.

રાગ કલ્યાણ.

હે ભવ્ય જીવો, તમે સુણજો આ સમે;
ધર્મ કર્મ શુભ કરીને, ટાળો પાપ તમે. હે૦ ૧

ક્યાથી આવ્યા ક્યા જઇશુ, નથી ખબર કઈ ભાઈ,
આ મનુષ્યદેહ ધારીને, સારી શુ કીધી કમાઇ. હે૦ ૨
અનંતભવમા ભટક્યા તો પણ, કાઇ ન આવ્યો પાર,
માટે સુકૃત જલદી કરીને, પામો ભવનો પાર. હે૦ ૩
ક્ષણીક ખલકની આ કાયા છે, કેમ થાઓ રાજી,
જગ જડમૂળમાથી છે ખારો, કરો કરણી તાજી. હે૦ ૪
રંક કદી રાજા થનારો, રાજા થાએ રંક,
અધિકાર પતંગજ જેવો, નથી રહેવો નીશંક. હે૦ ૫
માટે આ સંસાર તજીને, કરો પ્રભુની સેવ,
જેથી અમર સુખ લઇને, પામો મુક્તિ મેવ. હે૦ ૬

---

## स्तवन वीजुं.

સુકૃત કરના હોય સો કર લે—એ રાગ

સ્વારથી છે સસાર, ખરેખર સ્વારથી છે સસાર,
મરી જવુ એકવાર, ખરેખર સ્વારથી છે સસાર. ૧

સુદર મોટા મહેલ બનાવ્યા, પૈસાનો નહિ પાર,
માલ મતા ધન દોલતમાથી, ન આવે સાથ લગાર. ૨

પુત્ર અર્થે પીતાએ મેળવ્યું, વિવિધ કરી વ્યાપાર,
તેને પરણાવ્યો ઘણી ખુશીથી, અતે ન લીધી સાર. ૩

રળી આપ્યા સુધી કહે બાપા, પુત્રાદીક પરીવાર;
ડોસો કહી ગરજ નવ રાખે વૃદ્ધ બને જે વાર, ૪

બળદ કાધે ધરી ધોશરૂ, ઉચકે જયા સુધી ભાર,
નીજ ગરજે ઘૃત પાય પગથે, નાખે નહિ પછી ચાર. ૫

સ્વારથ દીસે ગરજાળુ, પોત પોતામા નર નાર,
ગરજે કાકા કહે ગરધવને, મારે લાકડે માર. ૬

કુટુબ કબીલો સર્વે નકામા, અતે અલગ થનાર,
પુણ્ય પાપ બાધીને છેડે, જનમ્યુ તેહ જનાર. ૭

શ્રદ્ધા સહીત જૈન ધર્મ પાળજો, નીજ સક્તિ અપાર;
હમેશ પ્રીતિથી સ્તવજો, શ્રીજીન દૂખને કાપણુહાર. ૮

## अथ ज्ञान विमळजीकृत आत्माने शीखनी सज्झाय.

માહરા આતમ, એહિજ શીખ સાંભળો;
કાંહિ કુમતિ કુસંગતિ ટાળોરે. મા૦ એ આંકણી.
સુગુરૂ દેવ સુધર્મ આદરજે, દોષરહિત ચિત્ત ધરજે;
દોષ સહિત જાણી પરિહરજે, જીવ દયા તું કરજેરે. મા. ૧
પાછલી રાતે વહેલો જાગે, ધ્યાન તણે લય લાગે;
લોક વ્યવહાર થકી મત ભાગે, કષ્ટ પડે મમ માગેરે. મા. ૨
દુઃખ આવે પણ ધર્મ મ મૂકે, કુળ આચાર મ ચૂકે;
ધરતી જોઈને પગ તું મૂકે, પાપે કિમહીમ ઢૂકેરે. મા. ૩
સદ્ગુરૂ કેરી શીખ સુણી જે, આગમનો રસ પીજે;
આળી રીશે ગાળ ન દીજે, આપ વખાણ ન કીજેરે. મા. ૪
શકતે વ્રત પચ્ચખ્ખાણ આદરિયે, લાભ જોઇ વ્યય કરીયે;
પરઉપકારે આગળ થાયે, વિધિશું યાત્રે જાયે રે. મા. ૫
સમકિતમાં મત કરજે શંકા, ધર્મે મ થાઈશ વાંકા;
છંડી સત્વ ન થાયે એ રંકા, સંતોષ સોવન ટંકારે. મા. ૬
કિમહી જુઠું વયણ મ ભાંખો, જિન ભેટે લેઇ આખે;
શીલરતન રૂડી પરે રાખે, હીણે દીણ મ દાખેરે. મા. ૭
સમકિત ધર્મ મ મૂકે ઢીલો, વ્યસને મ થાઈશ વીલો;
ધર્મ કાજે થાયે તું પહેલો, એહિજ જસનો ટીલોરે. મા. ૮
જ્ઞાનદેવ ગુરૂ સાધારણનું, દ્રવ્ય રખોપું કરજે;
પાખંડી અન્યાય તણું દ્રવ્ય, સંગતિ દૂરે કરજેરે. મા. ૯
વિનય કરે જે ગુરૂજન કેરો, પંચપર્વ ચિત્ત ધારે;
હીન મહોદય અનુકંપાયે, દુઃખિયાને સાધારે. મા. ૧૦

શક્તિ પાખે મ કરિશ મોટાઇ, શુભ કામે ન ખોટાઇ,
છોડી જે ચુગલ ચોટ્ટાને, મળવુ ન દુષ્ટથી કાંઇ રે. મા. ૧૧
ધર્મક્ષેત્રે નિજ ધનને વાવે, જિમ આગળ સુખ પાવે;
પરનિંદા નિજ મુખે મત લ્યાવે, આપે હીણું ભાવેરે. મા. ૧૨
ઉદેરી મત કરજે લડાઇ, આદરજે સળાઈ;
ફુલાવ્યો ચિત્ત ન ધરે જડાઈ, પામિશ એમ વડાઇરે. મા. ૧૩
વિધિશુ મસજી વ્રત આદરજે, ત્રણ્યકાળ જિન પૂજે,
બુધ પૂછીને ઉદ્યમ કરજે, વ્યસન અવશ્ય પરિહરજે રે. મા. ૧૪
જ્ઞાન વિમળ ગુરૂ સેવા કરીયે, તો ભવસાગર તરીયે,
શિવસુંદરીને સહેજે વરિયે, શુદ્ધ મારગ અનુસરીયે રે. મા. ૧૫

---

## अथ तेर काठियानी सज्झाय.

ઝાંઝરિયા મુનિવર ધન્ય ધન્ય તુમ અવતાર.-એ દેશી.

સોભાગી ભાઇ, કાઠીયા તેર નિવાર,
ઉત્તમ પદવી તો લહોજી,જય જય જંપે રે સંસાર. સો.કા. એઆંકણી ૧
સાધુ સમીપે આવતા જી, આળસ આણે અંગ,
ધર્મ કથા નવિ સાંભળે જી, મોડે અંગ બહુ ભંગ. સો. કા. ૨
બીજો મોહ મહાબળીજી, પુત્ર કલત્રશુ લીન,
પ્રાણી ધર્મ ન આચરેજી, ઘર ધનને આધીન. સો. કા. ૩
ત્રીજો અવજ્ઞા કાઠિયોજી, શું જાણે ગુરૂ એહ,
વ્યાપારે સુખ સંપજે જી, દીન્રે દીજે હર્ષે તેહ સો. કા. ૪
ચોથે માન ધરે ઘણુ જી, મુજ સમ અવર ન કોઇ,
કેમ વંદુ જણુ જણુ પ્રત્યે જી,એમ મહોટી મામમનહોઇ સો. કા. ૫
પાંચમે ક્રોધવશે કરીજી, છાંડે ધર્મના સ્થાન;
ધર્મ લાભ મુજને નવ દીયોજી, નવિ દીયો ગુરૂ સન્માન. સો. કા ૬
છઠ્ઠે જીવ પ્રમાદથી જી, કરે મદિરાદિક સેવ,
ગુરૂ વાણી નવિ સદ્દહેજી, નવિ માને જિન દેવ. સો. કા. ૭

સાતમે કૃપણપણા થકીજી, નાવે સાધુ સમીપ;
ધર્મકથા નવિ સાંભળેજી, મંડાશે ધન ટીપ. સો. કા. ૮
આઠમે ગુરૂ ભય ઉપન્યોજી, કહેશે નરકનાં દુઃખ;
કે કહેશે કેમ નાવિયાજી, પામશો કહો કેમ મોક્ષ. સો. કા. ૯
નવમે દેહરે આવતાંજી, દાખવે શોક વિશેષ;
ઘરનાં કારજ સવિ કરેજી, ધર્મનાં કાજ ઉવેખ. સો. કા. ૧૦
અજ્ઞાન દશમે કાઠિયેજી, દેવતત્વ ગુરૂતત્વ;
ધર્મતત્વ ગુરૂ સદ્દહોજી, એમ આણે મિથ્યાત્વ. સો. કા. ૧૧
અભ્યાક્ષેપક અગ્યારમેજી, ઝલપલતો દિન રાત;
આણી ધર્મ ન ઓળખેજી, સમજાવ્યો બહુ ભાત. સો. કા. ૧૨
બારમે ધર્મકથા તજીજી, કૌતક જોવા જાય;
રાત દિવસ ઉભો રહેજી, નયણે નિંદ ન ભરાય. સો. કા. ૧૩
વિષય તેરમો કાઠિયોજી, વિષય શું રાતા લોક;
વિષય સાકર લેખવેજી, અવર સવે જીફોક. સો. કા. ૧૪
સિદ્ધક્ષેત્ર જાતાં થકાંજી, કાઠિયા એ અંતરાય;
દ્રવ્યભાવથી ટાળીયેજી, તો મનોવંછિત થાય. સો. કા. ૧૫
તેર કાઠિયા જિને કહ્યાજી, સમજી વર્જો એહ;
કુશળસાગર વાચક તણોજી, ઉત્તમ કહે ગુણગેહ. સો. કા. ૧૬



# " चित्तनी चंचळता विषे. "

જુઓ અજબ જગત રંગ ઢોંગીલું જણાયે, એ ઢબ.

ચિત્ત ચંચળ ચપળ અહોનિશ અથડાયે. ટેક.
ક્ષણમાં વૈરાગ્યે વળગે છે, ક્ષણમાં શોક થકી સળગે છે;
અવર ક્ષણે તો ઉછરંગે ઉભરાયે. ચિત્ત ચંચળ ચપળ. ૧
શૌર્યપણું ઘડી એક ધરે છે, કાયરતા ઘડીમાંહે કરે છે;
જળના કલ્લોલ જેવું જરૂર જણાયે. ચિત્ત ચંચળ ચપળ. ૨

રાજી થઇ ક્ષણ એક રમે છે, ખેદ અવર ક્ષણમાંજ ખલે છે,
રાગદ્વેષ તણા મહા તરગે તણાયે. ચિત્ત ચંચળ ચપળ. ૩
ગુણ ગાવા ક્ષણવાર ગમે છે, નિદ્રામાં તે તુરત નમે છે,
ભ્રમરની જેમ આમ તેમ જઇ ભરાયે. ચિત્ત ચંચળ ચપળ. ૪
પાપ વિષે જગવાર પડે છે, રાક થઇ ઘડીમાહે રડે છે,
અસ્થિરપણાથી કયારે કયારે અકળાયે. ચિત્ત ચચળ ચપળ ૫
જ્ઞાન વિષે થોડીવાર ગળે છે, મોહ વિષે ઘડીમાંજ મળે છે;
ગાયનકળામા ઘડીવારમા ગુથાયે. ચિત્ત ચચળ ચપળ. ૬
ઘડી ઘરમા ઘડી બહાર ફરે છે, વિદેશ જઇ ઘડીમા વિચરે છે,
ઝાલી રાખવાથી ઘડીવાર ન ઝલાયે. ચિત્ત ચચળ ચપળ. ૭
ભક્ત બની ભગવત ભજે છે, એ બધળા ક્ષણમાહે તજે છે;
અકળ એહની ગતિ કથી ન શકાયે, ચિત્ત ચંચળ ચપળ. ૮
પ્રયોગ વિણ મન નવ પકડાએ, સાધનકા વિણ સ્થિર ન થાયે;
સત શિષ્ય સાધન વડેજ તે બધાયે. ચિત્ત ચંચળ ચપળ. ૯

---

## "चैतन्य चेतवणी."

રાગ–મોનનુ સ્વરૂપ જોઇ ઉર અકળાયે.

ચેત તુ ચતુર હજી ચેત તો ચેતાશે,
ચેતીશ નહિ તો વિપત્તિમાં તું વીંટાશે. ચેત ૨
આખરે અતર તારૂં અતિ અકળાશે,
માડવડે મારી વાત સકળ મનાશે. ચેત. ૩
એ વેળાએ શ્વાસ મુખડામા નહિ માશે,
જીભ ટુંકી પડી તારો જીવ ગભરાશે. ચેત. ૩
જેમ તેલ ખૂટે બત્તી બળીને બુઝાશે,
તૂટયા પછી કશું તુંથી કરી ન શકાશે. ચેત. ૪
પછી પોક નાખી પૂરેપૂરો પસ્તાશે,
જુદા પીંજરથી જયારે જીવ જુદો જાશે. ચેત. ૫

પુલણ ફ્જેતો તારો આખરે તો થશે,
જેવો હશે તેવો જમ કને તું જણાશે. ચેત. ૬
મૂરખાઈવાળા બધા આખરે મરાશે,
દંડ આપી ડુંગળીને ખાસડા તે ખાશે. ચેત. ૭
સંત શિષ્ય સરલને સુખે સમજાશે,
દુર્બુદ્ધિ જીવ મહા દુઃખમાં દબાશે. ચેત. ૮

## " आवो अमूल्य अवसर फोगट कोण काढे ? "

પદ—એવીરે રંભા જાણી જાવા કેમ દઈએ-એ ઢબ.

આવો આ અવસર, ખાલી જાવા કેમ દઈએ. ટેક.
દશ દ્રષ્ટાંતે દુર્લભ એવો, પામ્યા નર અવતાર;
સત્યા સત્યની સમજણ કરી લે, સાધન કરવા સારરે. આવો. ૧
આત્મ શ્રેય કરવાના સઘળા, સાધન મળ્યા શ્રીકાર;
જાગી જા લાગી જા ધંધે, ધરી પ્રભુપર પ્યારરે. આવો. ૨
કલ્પતરૂને કોણ ઉખેડી ? વાવે બાવળ વક્ષ;
ગજ છોડી ગધ્ધે કોણ બેસે, દિલમાં હોયે દક્ષરે. આવો. ૩
ધર્મરૂપ ધન મેળવવાનો, બહુ વખત બારીક;
વહેલો તું વળગી જા ધંધે, બધી તજીને બીકરે. આવો. ૪
સમજણ કરી લે સંત મેળવી, થા ગંભીર ગુણવાન;
સમદૃષ્ટિથી બની સુંવાળો, તજ અંતર અભિમાનરે. આવો. ૫
તજ તૃષ્ણા ભજ પ્રભુને ભાવે, સજ સાચા શણગાર;
સંતશિષ્ય આ સમય મળ્યો છે, કર આતમ ઉદ્ધારરે. આવો. ૬

## "परनारीनी प्रीति तजवा विषे."

પદ—ધીમે ધીમે ચાલોને મારા પ્રાણરે—એ ઢબ.

પર પ્રીયા થકી જશે પ્રાણરે (૨) તારા અંતરમાં ચિંતા અનેક થશે,
સુખ સઘળાં જશે, ઓ સુજાણરે. પર પ્રીયા થકી. એ ટેક.

સાખી—મહીલાએ મહીતલ પરે, ઉપજાવી આનંદ,
ઘાયલ કીધા જણ ઘણા, કર્યો મોહમા મદ.
પ્રપંચેથી પધારો પધારો કહેશે, દીલ આપીને દુ ખમા ડુબાવી દેશે,
લાજ લક્ષ્મી તે લલના છીનવી લેશે, એ સુજાણુરે. પર. ૧
સાખી—મટકે મુખ મરોડતી, કરતી રસ બસ રંગ,
ભમર કટાક્ષ ભરાવતી, ઉત્પન્ન કરે અનંગ.
કુલરાઓ ન ભ્રષ્ટ કામ કરતા ડગ્શે, પ્રાણ સાથે પવિત્રતાને પૈસા હરશે,
શુદ્ધ સતીયો ન પાપ વિષે પગલા ભરશે, એ સુજાણુરે. પર. ૨
સાખી—ગવણ મસ્તક ગડવડયા, પદમોતર થયો પતિત,
કીચક કચરાઇ ગયો, પરનારીની પ્રીત.
એહ રસમા અનેક રોળાઈ ગયા, બુદ્ધિ ખોઇને મૂઢ બેહાલ થયા;
સંત શિષ્ય તે સમજીને દૂરે રહ્યા, એ સુજાણુરે. પર. ૩

---

## વૈરાગ્યમય પુરુષોની વૈરાગ્યમય વાતો.

પદ—જોડી તેં નવ જોઇ માડી એ ઢબ

વાત કહુ વૈરાગી વ્હાલા, વાત કહું વૈરાગી વ્હાલા,
ચેતન કેરી તજી ચતુરાઇ, શુ ચુથે ચાળા ટેક
ખેર અંગારા શિર ધરિયા, ખેર અંગારા શિર ધરિયા,
ગણ્યા નહીં ગુણી ગજસુકુમારે, વિમળ પંથ વરિયા. વાત. ૧
સુકોસળ સિંહણથી મરિયા, સુકોસળ સિંહણથી મરિયા,
હિંમત ધરી હદ પાર પારવિણ સાગરથી તરિયા, વાત. ૨
મુનિ મેતારજ શિવ વરિયા, મુનિ મેતારજ શિવ વરિયા,
કુરકટ પર કરૂણા કરી એવા દયા તણા દરિયા વાત. ૩
મરણથી માત્ર નહિ ડરિયા, મરણથી માત્ર નહિ ડરિયા,
સુરીકંતાએ સોમલ નખથી, પતિ પ્રાણ હરિયા. વાત. ૪
શિયાળે શરીર ભક્ષ કીધુ, શિયાળે શરીર ભક્ષ કીધું,
અવંતિ સુકુમાર મુનિવરે, અચળ સ્થાન લીધુ. વાત. ૫

ઝેર તજી જ્ઞાન વિષે ઝીલ્યા, ઝેર તજી જ્ઞાન વિષે ઝીલ્યા,
ખંધક મુનિના શિષ્ય પાંચસે, ઘાણીમાં પીલ્યા. વાત. ૬
અનલથી સમભાવે બળિયા, અનલથી સમ ભાવે બળિયા,
મહા બળ મુનિ સહિ મહા સંકટ, નિજ સ્વરૂપ વિષે મળીયા. વાત. ૭
ટેકથી પ્રાણુ તજ્યાં ત્યારાં, ટેકથી પ્રાણુ તજ્યા ત્યારાં;
સંન્યાસીના શિષ્ય સાતસેં, કર્યાં ન વ્રત ન્યારાં. વાત. ૮
તત્વથી તર્યા વળી તરશે, તત્વથી તર્યાં વળી તરશે;
મોહ મમતમાં બહુ મુંઝાશે, ભવસાગર ફરશે. વાત. ૯
વિષયમાં કેમ રહ્યા વળગી, વિષયમાં કેમ રહ્યા વળગી;
અળગી કર અવળાઈ નહિ તો ઘર જાશે સળગી. વાત. ૧૦
કરીશ નહીં ધુળ તણા ધંધા, કરીશ નહીં ધુળ તણા ધંધા;
શા માટે બની જઈએ સુંદર, આંખ છતાં અંધા. વાત. ૧૧
રાખમાં કેમ રતન રોળે, રાખમાં કેમ રતન રોળે;
સંત શિષ્ય કહે કાંઠે આવ્યું, નાવ કેમ બોળે. વાત. ૧૨

---

## सत्यनो अतुल्य महिमा.

પદ—સૈયર સુખકર સંસાર શીયળ ભૂષણ સજીયે.

સુંદર સુખને કરનાર, સત્ય ભૂષણ સજીએ;
અસત્ય એહજ અન્યાય, તન મનથી તજીએ. સુંદર. ટેક.
સત્યવાદીને સુરવર નરવર, ભજે તજીને ભાવરે;
સાચું સ્વરૂપ સત્યે કરી પ્રગટે, નિર્મળ એહજ નાવ. સત્ય. ૧
સત્ય થકી પૂરણ સુખ પામ્યા, અવની માંહે અનેકરે;
દુઃખ પડયે જરિયે નવ ડગિયા, તજી નવ મન તણી ટેક. સત્ય. ૨
અસત્યથી અંતર અભડાયે, જીવન હળાહળ થાયરે;
માને નહિ કોઇ તે માણસનું, સાચે જુઠ જણાય. સત્ય. ૩
સુખ કરનારા સત્ય શીયળના, સાચા શુભ શણગારરે;
હેમ હીરાથી જડિયા હારો, એ વિણુના અંગાર. સત્ય. ૪

સર્વ ગુણોમા એ ગુણ મોટો, એમા સર્વ સમાયરે,
અખૂટ ખજાનો આગળ છે જો, સત્ય સ્વરૂપ સમજાય. સત્ય. ૫
મહા કષ્ટથી પણ નવ મુકે, એવે સત્ય મહાયરે,
ધન્ય એહને આ ધરણીમા, ગુણિયલ થઇને ગવાય. સત્ય. ૬
પૃથ્વી પાણી સૂર્ય શશીને, મકત તજે નહિ માનરે,
સત્ય તણો એ સર્વ પ્રભાવ છે, નહિ કોઇ સત્ય સમાન. સત્ય. ૭
અમૂલ્ય આભૂષણ આ અગે, નકી ધરે નર નારરે;
સંતશિષ્ય કહે જન્મી જગતમા, સફળ કરે અવતાર સત્ય ૮

---

# "जम राजाना मीजमानो."

ગરબી--કર પ્રભુ સંગીતે પ્રીતડીરે એ રાગ.

ખરા જમના મીજમાન તેને જાણવારે. ટેક.
કુળ ઉચા ને કામ તો કાળા કરેરે, અંતરમાં ગણે અભિમાન,
દુષ્ટ દીલમા ન દોષ કરીને ડરેરે, પરમારથની લેશ ન પીછાન. ખરા. ૧
વિષ વહાલ ધરી નિત્ય વાપરેરે, અમૃતનો કર્યો ન અહાર,
મહા આરંભ કામમાહે ઉતરીરે, પરિગ્રહનો ગણ્યો નહિ પાર ખરા. ૨
આઠ પહોર ઉપાધિ જેણે આદરીરે, ઘડી એકે ન મળી નવરાશ,
એવા પાપથી પુન્ય અળગા રહેરે, પાપ તાપ સદા એની પાસ ખરા. ૩
ભુંડુ પરનુ કરવામા જેને પ્રેમછેરે, સારૂ કરવાના જેહને સોગન,
કૃરતાથી ભરેલ જેના કાળજારે, નફટ નરસાને નિર્લજ નાદાન. ખરા. ૪
મોહ માયા જેના માબાપછેરે, પાપ સઘળા જેનો પરિવાર,
રાગ દ્વેષ જેના રંગ મહેલ છેરે, ભારે લાગે ભૂમિને એનો ભાર ખરા. ૫
સુખદાયક પવિત્ર સદ્બોધથીરે, વિષમ વ્યાપે છે અંગમાં વિકાર,
અપવિત્ર સદા જેનો આતમારે, કામ કાળાને કિલષ્ટ કરનાર. ખરા. ૬
સંત શિષ્યના સ્નેહી જન સાભળોરે, અધર્મનો કહ્યો અધિકાર,
સાર સમજીને આપનુ સુધારજોરે, નહિ જાવું પડે જમદ્વાર ખરા. ૭

---

# "मृग जळ समान आशामां अथडातानी स्थीति."

પદ—કોઇ ઇષ્કકી મરજી ક્યા જાને એ ઢાળ.

સાંભળજો વાત કહું સારી, આશાનું સ્વરૂપ લીયો ધારી;
એ વિષ થકી મનને વારી, મનને સંતોષ વિષે મારી. ૧
જે અપાર આશાના જળમાં, મુંઝાણા મોહ તણા મળમાં;
વિંટાણા વિષય તણા વળમાં, તેઓએ પ્રાણ તજ્યા પળમાં. ૨
આશાની ખાડ મહા ઉંડી, મૂરખ જાણે નાની કુંડી;
એ લાજ લીયે સહુની લુંડી, ભુંડામાં રાંડ મહા ભુંડી. ૩
જ્યાં વર્ષ ગયા વનની બહારે, ધન ખરચી વરવાનું ધારે;
પરણું સ્ત્રી પુત્ર થશે મારે, ભણીને થાશે સહુથી ભારે. ૪
તે જુવાન પુત્ર થશે જ્યારે, પરણાવું પુત્ર પછી પ્યારે;
મુજ ગરજ બધી ઘરની સારે, તૃષ્ણા સઘળી તજવી ત્યારે. ૫
મંદિર કરશું મનને ગમતા, રામા સંગે રહેશું રમતા;
જનમાત્ર રહે મુજને નમતા, દેખો આ મૂર્ખ તણી મમતા. ૬
આશામાં આવરદા ખોઈ, માયામાં મૂઢ રહ્યો મોહી;
આખર એ રાંક રહ્યો રોઇ, નવ ઉત્તમ કામ કર્યાં કોઇ. ૭
આશા ખોટી ન કરી અળગી, વિષ વેલીનેજ રહ્યો વળગી;
છે સુક્ષ્મ શરીર રહ્યું સળગી, તોપણ આશા ન કરી અળગી. ૮
આશા છે અલબેલી બાળા, મોહક મંત્રેલ ધરે માળા;
દેખીને ચતુર કરે ચાળા, અંતે મુખ હસ્તે કરે કાળા. ૯
કોઇ ધ્યાન તણાં ધોમાં ધસીઆ, જોગી વેશે જંગલ વસીઆ;
કોઇ ફકીર બની આખર ફસીઆ, ખોટી આશાથી નવ ખસીઆ. ૧૦
એ તાંત ન તોડયાથી તુટે, કોઈ મહેનત લઇ માથું કુટે;
ખુટાડયાથી ન કદી ખુટે, સમજણ વિણ સહેજ નહિ છુટે. ૧૧
આ સંત તણો સેવક ભાખે, તૃષ્ણાનો ત્યાગ કરી નાખે;
આશા નવ અવતરણી રાખે, તે અમૃતના રસને ચાખે. ૧૨

## " तृष्णामां तणाताने सुबोध. "

પદ—રાગ ધીરાના પદનો.

તૃષ્ણામાં તણાણોરે, જાણ્યો નહિ ભેદ જરી,
ડાંપણ જગમા ડોળ્યુ રે, મોટી મોટી મુચ્છો કરી તૃષ્ણામા. ટેક.
અદ્ભુત રચના ઇન્દ્રજાળની, જોતા અચરજ થાય,
બાજીગર બાજી સ કેલે, સરવે જેમ સમાય,
એક સરખી બાજી આછેરે, ફેર હોય તો જોજે ફરી તૃષ્ણામાં. ૧
નાટકીઓ નાટક રચે, એવી જગતની જાળ,
પડદો પડ્યો જ્યા પુરણનો, ત્યા વિશ્વ બધું વિસરાળ,
જાગીતે જગ જોનેરે, આશામા કેમ ગયો ઊતરી. તૃષ્ણામા. ૨
અગાધ જળ આશાતણુ, કયાથી પાર પમાય,
નાવ મળે સમતાતણુ, બેઠે તુરત તરાય,
નાવ જ્યારે ન મળેરે, તૃટે પહોચે કેમ તરી. તૃષ્ણામા. ૩
સ્રી પરણ્યો કોઇ સ્વપ્નમા, બન્યો રકનો રાય,
ઊંઘ ગઇ આખો થકી, પડયો પડયો પસ્તાય,
એવુ તારૂ થાશેરે, માથુ કુટી જઇશ મરી. તૃષ્ણામાં. ૪
કોઈ કથ કોઇ કામિની, કોઈ ભગિનીને ભાઇ,
કાકા મામા કોક બનાવ્યા, માથી એમ સગાઇ,
તુ સગપણ બાધી બેઠોરે, વાત બધી ગયો વિસરી તૃષ્ણામા. ૫
સમજી જા કહુ સત્યને, વ્હાલા ધર વિશ્વાસ,
સમય જશે સમજણ વિના (નો) અતે થઇશ ઉદાસ,
સંતનો શિષ્ય થઇનેરે, મમતાને મેલ ખરી. તૃષ્ણામા. ૬



## " घडपणनी स्थिति. "

પદ. રાગ ધોળ.

જરા જન્મ મરણ બધા જીવને, વેઠવા પડે વારંવાર,
કર્મો કરનાર, ઘડપણ ત્યારે આવશે. ટેક. ૧

જરા ફોજ જુવાનીને લુંટશે, કાયા નગરીના કરશે બેહાલ;
માન્યામાં છે માલ, ઘડપણ જ્યારે આવશે. ૨
કેડ વાંકી વિશેષ વળી જશે, કેશ શ્યામ ટળી થાશે શ્વેત;
માટે વ્હેલા ચેત, ઘડપણ જ્યારે આવશે. ૩
વપુ માત્રમાં ધ્રુજ વછુટશે, ખૂટશે બળ વીર્ય ખચિત;
નકી નિત્ય નિત્ય, ઘડપણ જ્યારે આવશે. ૪
લેવી પડશે લજામણી લાકડી, જાવું પાદર થશે પરદેશ;
સાંભળ ઉપદેશ, ઘડપણ જ્યારે આવશે. ૫
આંખે અધીક અંધારા આવશે, હસ્ત પાદનું બળ હઠી જાય;
કાને ન સુણાય, ઘડપણ જ્યારે આવશે. ૬
લાળલીંટ ને લવરી વધે ઘણી, જરામાં કરે વ્યાધિઓ જોર;
ત્યાં અંધારૂં ઘોર, ઘડપણ જ્યારે આવશે. ૭
લવરી મુકો લોકો ઘરના વદે, હુંકારાની તો પડે તરપીટ;
વ્હેલા બાજી વીંટ, ઘડપણ જ્યારે આવશે. ૮
મોત આવી ડોસા મરતા નથી, નથી ટળતા બહાર બજાર;
ઘડી એક વાર, ઘડપણ જ્યારે આવશે. ૯
ભાવે ઘડપણમાં મીઠાં ભોજનો, પરવશતામાં તે ન પમાય;
હ્રદય બળી જાય, ઘડપણ જ્યારે આવશે. ૧૦
ડાઢી ડગમગશે વિણ દાંતથી, ખાંતથી ન ખોરાક ખવાય,
ચાવ્યું ન ચવાય, ઘડપણ જ્યારે આવશે. ૧૧
મુખ માકડા જેમ મળી જશે, શોભા શરીરતણી ઘટી જાય,
વરવો વેશ થાય, ઘડપણ જ્યારે આવશે. ૧૨
વાંકી મુછનું માન મટી જશે, તારૂં ડહાપણ બેસશે દૂર;
જોજે તું જરૂર, ઘડપણ જ્યારે આવશે. ૧૩
જરા શાન્તિ જરામાં મળશે નહિ, માટે આગળથી કરજો ઉપાય,
જો સત્ય સમજાય, ઘડપણ જ્યારે આવશે. ૧૪
ભજી લ્યોને ભગવાનને ભાવથી, કહે સંતનો શિષ્ય સદાય,
આનંદ વરતાય, ઘડપણ જ્યારે આવશે. ૧૫

## " प्रारब्ध (उदय) कर्मनी विचित्रता. "

પદ નાથ કૈમે ગજકો બંધ છોડાયો.

સઘળી કર્મતણી છે કમાઇ, રહેછે સુખ દુ ખ એમા સમાઇ ટેક.
સચિતનુ પ્રારબ્ધ થયુ ત્યા, ચાલે નહિ ચતુરાઇ,
રાજ્ય રિદ્ધિને વૈભવ સઘળો, વહાલા જાય વીખાઇ સઘળી. ૧
રાજા હોય તે રંક બને છે, રંક કરે ઠકુરાઇ,
નિરધન તે ધનવંત બને છે, મોટા મહેલ બનાઇ. સઘળી. ૨
શેઠ બીચારા વેઠ કરે છે, દશા સહે દુ ખદાઇ,
ચાકર જન તે ઠાકર થાવે, સહેજ મલે શેઠાઇ સઘળી. ૩
વિષય ભરેલી વેશ્યા પાસે, સરસ બહુ સરસાઇ,
શીયળ તણી ઘર નાર સતીની, પાસે હોય ન પાઇ. સઘળી. ૪
પૈસો હોય તો પુત્ર મળે નહિ, દિલડુ જાય દઝાઇ,
પુત્ર હોય પુસ્કળ તો તેને, ધાન જડે ન ધરાઇ સઘળી ૫
સુઘડ નરને શખિની નારી, તનડું જાય તમાઇ,
પદ્મિની સ્ત્રીને પામર નર એ, ભવસાગરની ભવાઇ. સઘળી. ૬
પડિત શાસ્ત્ર ભણેલ ભટક્તા, ભૂતળ ઉપર ભાઇ,
મૂર્ખ જનો જે માલ વિનાના, બેઠા તકીઆ બીછાઇ. સઘળી. ૭
ઘટમા રહેશે ઘાટ ઘડેલા, જ્યારે આખ મીંચાઇ,
માન મીજાજ મમત મનડાનો, ચુતિ રહેશે સફાઇ. સઘળી. ૮
તે માટે કર પુરૂષારથ રે, સુકૃતની સરખાઇ,
પરિણામે પુરૂષારથીયોની, સર્વથી થાય સવાઇ. સઘળી. ૯
ઓગણીસેં સતાવન વરસે, શ્રાવણમાં સુખદાઇ,
સત શિષ્ય કહે જામનગરમા, ચોમાસુ રહી ચ્હાઇ સઘળી. ૧૦

---

## " कायानो भरुंसो केटलो. "

પદ. તાતનો ભરૂંગો નથીરે-એ રાગ.

પલનો ભરૂસો નથીરે, આ કાયાતણો પલનો ભરૂસો નથીરે,

જન્મને મરણ જેવો, અનાદિ સ્વભાવ એવો, ફરે નહિ મરે મથીરે
આ કાયાતણો. ટેક.

ઘટમાં તું ઘટના ઘડે, રટણ કરે દિન રાત;
ધનપતિ બનું ધંધો કરી, ખુબ જમાવું ખ્યાત. પલનો. ૧
મન ગમતાં મંદિર કરૂં, રૂડા ભરાવું રંગ;
જોતાં જાવે જન બધાં, ઉપજે અતી ઉમંગ. પલનો. ૨
પરણું પ્રીતે પદ્મિની, રતિ સમ રૂપ નિધાન;
મોજ કરૂં મંદિર ચડી, ગવરાવું નિત્ય ગાન. પલનો. ૩
અગણિત આશા ઉરવિષે, ઉત્પન્ન કરી અજાણ;
પસ્તાવો કરશે પછી, તજતાં તનથી પ્રાણ. પલનો. ૪
આશા આ અવનીતણી, પાશા જાળ સમાન;
આશામાં અગણિત જનો, સુતા જઇ સમશાન. પલનો. ૫
મેલીદે મમતાં બધી, તૃષ્ણાનો કર ત્યાગ;
વિષય તજી વૈરાગ્યમાં, જરૂર રહેવા જાગ. પલનો. ૬
જન્મ ધર્યો જે કારણે, ભુલ્યો તેનું ભાન;
વિષયોમાં વિહવળ થયો, તજ્યું ધર્મનું ધ્યાન. પલનો. ૭
સંત શિષ્ય જો સમજ તો, પામ્યો નિકટ નિધાન;
સેવા કર સદ્ગુરૂ તણી, તજી અંતર અભિમાન. પલનો. ૮

## " जगत्मां तेहज जन्मेला छे. "

પદ. દોહરા.

ભક્તિથી ભગવાનના, ગુણ કીર્તન નિત્ય ગાય;
મસ્તક તે માટે દિયે, જન્મ્યા તે જગમાંય. ૧
અણ હકને અડકે નહીં, ખરૂં રળેલું ખાય;
પરધન પથ્થર સમગણે, જન્મ્યા તે જગમાંય. ૨
સુખ પામ્યે છલકે નહીં, કષ્ટે કદિ નવ કાય;
સુખ દુઃખ સ્વપ્નસમા ગણે, જનમ્યા તે જગમાંય. ૩

ઉપકારીને અહર્નિશ, ચોખા દિલથી ન્હાય,
ભુલે નહિ ભવમા કદી, જન્મ્યા તે જગમાય. ૪
પુરૂષારથ વિણુ પલક પણુ, નિષ્ફળ વખત ન જાય;
આળસથી અળગા રહે, જન્મ્યા તે જગમાંહ્ય. ૫
દયા વિષે દિલ મેળવે, ધર્મ કાર્યમાં ધાય,
પાપોમા પગ નવ દીએ, જન્મ્યા તે જગમાય. ૬
સદાય સત્ય વચન વદે, અસત્યથી અભડાય,
અટકે નહિ અન્યાયને, જન્મ્યા તે જગમાંય. ૭
અપાય સુખો સર્વને, એવા કરે ઉપાય,
દુ ખથી લેશ ડગે નહી જન્મ્યા તે જગમાય. ૮
પરહિતમા નિજહિત ગણે, અહિતે અહિત જણાય,
એહ ઉચ્ચ અભિપ્રાય છે, જન્મ્યા તે જગમાય. ૯
ક્રોધ માન કજીઆ તજે, લોભે નવ લલચાય,
પ્રસગેજ પરિચય કરે, જન્મ્યા તે જગમાય. ૧૦
ગ્રહી ટેક તોડે નહીં, પ્રાણુ કદી પડી જાય,
અધર્મમા પગ નહિ દીયે, જન્મ્યા તે જગમાય. ૧૧
પ્રીતિ પરોપકારમા, સહુને કરે સહાય,
સ્વાર્થી થઇ છટકે નહીં, જન્મ્યા તે જગમાય. ૧૨
સદ્દગુણના શોખી બને, દોષે નહી દબાય,
સત શિષ્ય સુખ અનુભવે, જન્મ્યા તે જગમાય. ૧૩

---

## "महावीरना पुत्रोनुं हृदय गान"

પદ. કવ્વાલી ગઝલ.

અમે મહાવીરના પુત્રો, અમારો પંથ ન્યારો છે.
સમજવા સત્યના સુત્રો, ધરમ એવો અમારો છે. ૧
બજાવા સંઘની સેવા, અમે બનશુ હવે એવા,
જીવન અર્પી બધું દેવા, ધરમ એવો અમારો છે. ૨

દીધા જેવું સદા દેવું, લીધા જેવું સદા લેવું;
પીધા જેવું સદા પીવું, ધરમ એવો અમારો છે. ૩
અહર્નિશ ન્યાયમાં વહેવું, કપટ છળથી નહિ કહેવું;
સદા આનંદમાં રહેવું, ધરમ એવો અમારો છે. ૪
જીવન વિજયી બનાવાનો સરવ દોષો સમાવાનો;
ફરજ સાચી બજાવાનો, ધરમ એવો અમારો છે. ૫
દુઃખીના દુઃખને હરવા, વિજયના ઘોષને કરવા;
દુઃખોથી લેશ નહિ ડરવા, ધરમ એવો અમારો છે. ૬
સર્વથી મીત્રતા કરવી, લાગણી પ્રેમની ધરવી;
હરકતો સંઘની હરવી, ધરમ એવો અમારો છે. ૭
અમારા આત્મ ભોગેથી, અમારા આત્મયોગેથી;
અપર પરનાં ભલાં કરવાં, ધરમ એવો અમારો છે. ૮
નથી જ્યાં જન્મવું મરવું, નથી જ્યાં કાર્યને કરવું;
સનાતન ધર્મવાળાનો, અમર એવો ઉતારો છે. ૯
વિચરવું ધર્મની વાટે, જીવન પણ ધર્મના માટે;
સદાએ સંત શિષ્યોનો, પરમ એ ધર્મ પ્યારો છે. ૧૦

---

## मात्र एकलो वेश पहेरवाथी शुं वळ्युं ?

**પદ. દેશી–ચારપદી–વૈદરભી વનમાં–એ ઢબ.**

વેશ પહેર્યોથી શું વળ્યું ? દ્વેશ ભર્યો દિલમાંય;
પોતે જે સુધર્યો નહીં, પરને કરે શું પસાય. વેશ. ૧
સાધુ થઇ સંસારમાં, સાધ્યો નહિ નિજ સાર;
લાલચમાં લપટી રહ્યા, વળગ્યો વિષય વિકાર. વેશ. ૨
જોગી થઇ જગને વિષે, નિત્ય ભોગવે ભોગ;
રગે રગમાંહે રમી રહ્યા, રાગ દ્વેશનો રોગ. વેશ. ૩
ભક્ત બની ભગવાનના, ઠગે કરીકરી ઠાઠ;
ગાવે કીર્તન ગુણના, ગાળી નહિ મન ગાંઠ. વેશ. ૪
કંઠીને નાંખી કંઠમાં, કાઢી ટીલાં કપાળ;
શોભા કરે મોટા સંતની, વિષ રાખે વિશાળ. વેશ. ૫

વેશ બનાવે વૈરાગીનો, રટે મુખડામાં રામ,
માળાને ઘડીએ મુકે નહિ, કુડા કરે નિત્ય કામ. વેશ. ૬
સન્યાસી થઇ સદા ધરે, ધનને રામાનું ધ્યાન;
વાતો કરે વિદ્યાતણી, રાખે અતિ અભિમાન. વેશ. ૭
માથું મુંડાવે શું થયું, મનડું જો ન મુંડાય;
ડામ દીધે શુ પખાલને, રોગ પાડાનો જાય. વેશ. ૮
ખાખ ચોળી ખાખી બને, બધુ તજી ઘરબાર;
તાપ ધુણી કરીને તપે, લાગી વાસના લાર. વેશ. ૯
ગોસાંઇ થઇ જ્ઞાન ના કર્યું, કરી લીલાની લહેર,
સુધાર્યો નહિ સંપ્રદાયને, તો આ કહેવાય ઠેર. વેશ. ૧૦
અતિત થઇ અફની વિષે, કરે પ્રતિત પ્રયોગ,
વૈરાગ્યને વિસરી ગયા, ઉંધા માડયા ઉદ્યોગ. વેશ. ૧૧
કાપડી થઈ કાળાં કરે, હરે દુનિયાના હિત,
સ્વારથ આપણો સાધવા, પ્રપંચે કરે પ્રીત. વેશ. ૧૨
કાજી મુલ્લા કરૂણા તજે, પાપોનું કરે પાન;
સારૂં કરે શું સંસારમા, રાજી ન રહે રહિમાન. વેશ. ૧૩
ફકીર થઇ ફરે ફંદમા, કાને ધરે ન કુરાન,
અલ્લાતાલાને ન ઓળખે, મૂઢ એ મસ્તાન. વેશ. ૧૪
ભેખ ધરી ભુમિ ઉપરે, મોટા બનીને મહન્ત,
ભજવ્યો પણ ભજવ્યો નહિ, તોડી નાખ્યો ન તંત. વેશ. ૧૫
પંડિત શાસ્ત્ર પુરાણિઓ, વડા વળી વિદ્વાન,
કોમળ કોઇકના કાળજાં, બાકી કઇક બેભાન. વેશ. ૧૬
સદ્‌ગુરૂ થઇને શિષ્યને, તારી કરે નહિ તીર,
ઉલટા ઉતારે ઉંડાણમા, દુખે કરી દિલગીર. વેશ. ૧૭
સત્ય શીયળથી શોભતા, કોમળ ને કરૂણાળ,
જ્ઞાન ગુણે કરી દીપતા, તોડે જગની જાળ. વેશ. ૧૮
સુખકર સાચા સંત જે, કરે નિજ પર કાજ,
સત શિષ્ય એવા સંત તો, સાચા મુજ શિરતાજ. વેશ. ૧૯

# "માયાના ગોટામાં ગુંગળાયેલની સ્થિ

ભજન પદ—રાગ મીરાંના પદનો.

માયામાં મુંઝાયોરે, ઠામે નવ બેઠો ઠરી;
અંતરને ઉઘાડીરે, ખોજ કરી જોજે ખરી. માયાના. ટેક.
જન્મ ધર્યો જે કારણે, વેઠી દુઃખ અપાર,
વિસરી ગયો તે વાતને, ગંડુ થયો ગમાર;
ફંદામાં ફસાણોરે, ફોકટનો રહ્યો તું ફરી. માયામાં. ૧
લાભ કમાવા આવીઓ, ખોટે થયો ખુવાર;
દેવા માંહે ડુબી ગયો, લાલચથી લાચાર;
ધુમાડે ધુંધવાયોરે, મતિ તારી ગઇ છે મરી. માયામાં. ૨
ઘરના ને પરના ગણ્યા, પરમાં પરોવ્યાં પ્રાણ;
નવ જાણ્યાનું જાણીયું, અંતર રહ્યો અજાણ;
દુશ્મનને દિલ આપ્યુંરે, અંતરના ના ઓળખ્યા અરિ. માયામાં. ૩
ભમતા ભમતા ભવ વિષે, કાઢ્યો કાળ અનંત;
પરમ પંથ પામ્યો નહિ, નાવ્યો દુઃખનો અંત;
ફોગટ ફેરા ફરીઓ રે, જોયું નહિ જાતે જરી. માયામાં. ૪
કરવાનું કીધું નહિ, કીધું અવર અનેક;
જોવાનું જોયું નહિ, વિસર્યો આત્મ વિવેક;
ઘોળીને ઝેર પીધુંરે, ભૃષ્ટતા આ ક્યાંથી ભરી ! માયામાં. ૫
આવ્યો પણ નવ ઓળખ્યો, દુઃખભંજન મહાદેવ,
શ્રદ્ધા નાવી સત્યમાં, તજી ન ભુંડી ટેવ;
અજ્ઞાનમાં અથડાયોરે, કામણ કોઇએ નાખ્યું કરી. માયામાં. ૬
બળ ગયું બુદ્ધિ ગઇ, ગયું તન મનનું તેજ;
વ્યાધિ એવી વધી પડી, સુતો ઢાળી સેજ;
શક્તિ ક્યાં સંતાણીરે, દેડકાથી ગયો તું ડરી. માયામાં. ૭
નિદ્રા તજ તું નયનથી, કર સદ્ગુરૂનો સંગ,
સંત શિષ્ય સુણ્ય સ્વરૂપને હૃદય ભરીને રંગ;
સમજાવીને સદ્ગુરૂજી રે, હેતે પાપ લેશે હરી. માયામાં ૮

# ".કર્મની વીચીત્રતા."

ભજન પદ—ધીરાના રાગનો.

કર્મની ગતી ન્યારીરે, કોઇએ નવ જાય કળી,
ડાહ્યા થઇને ડુલ્યારે, ચપળા દેખી ગયા છે ચળી. કર્મ. ટેક.

સુંદર મંદિર સાહ્યબી, પુત્ર મિત્ર પરીવાર,
તજ્યા તજે છે તજી જશે, અસંખ્ય નરને નાર;
સર્વેનો ન્યાય સરખો રે, માટીમા માટી જાય મળી. કર્મ. ૧

મરણ સુધી મમતા ધરી, મનમા મૂઢ ગમાર,
સઘળું સ્વપ્નું સમજજે, જ્યારે જીવ જનાર;
મહારાણા કઇક મરાણારે, ભભૂતિમા ગયા છે ભળી. કર્મ. ૨

વાદળ જેવા વાદળા, વિખરાતા શું વાર,
ઊદાર કાયા આખરે, રણમા રાખ થનાર,
ઊગ્યાને આથમવુરે, જગત એમ રહ્યુ છે જળી. કર્મ. ૩

મહેલ ચણાવ્યો મહાલવા, કરવા વિવિધ વિલાસ,
અર્ધે ચણ્યે ઉપડી ગયો, તે નિશ્ચે થાય નિરાશ;
મનસુબા રહે છે મનમારે, બત્તી જ્યારે જાય બળી. કર્મ. ૪

ખાવા બેઠો ખાતથી, ભોજનીયા ભલી ભાત,
કવળ રહી ગયો કર વિષે, ઉઠયો મહા ઉત્પાત,
ઓચીંતુ ઉપડવુ રે, તાકાત બધી જાય ટળી. કર્મ. ૫

ચિત્તતણું ચક્કર કરો, સમજણના કરી સંચ,
થાળું સ્થીરતાનુ કરો, માડો આસન મંચ,
ઘટઘમા ઘંટી માડીરે, દિલના દોષ નાખો દળી. કર્મ. ૬

શોધી કર્મ સ્વભાવને, કરજો આત્મ વિચાર,
શાંતિ મારગ શોધજો, અક્કલથી સુજ યાર,
શંત શિષ્ય સમજીરે, વૈરાગ્યમા રહે છે વળી. કર્મ. ૭

## " स्वार्थी संसारनुं स्वरुप. "

ભજન પદ—દેખા નહિ કછુ સાર જગતમેં-એ ઢબ.

સ્વાર્થ ભર્યો સંસાર, સમજ મન સ્વાર્થ ભર્યો સંસાર,
સાચું એહ સ્વરૂપ સમજીને, કર પ્રભુ ઉપર પ્યાર;
કર પ્રભુ ઉપર પ્યાર, સમજ મન સ્વાર્થ ભર્યો સંસાર. સાચું. ૧

કાકા મામા માત તાત સુત, ભગિની ઘરની નાર;
માયા મતલબ થકી બતાવે, અંતર કરી ઉદાર. અંતર-સ. ૨

આવાં આવાં સગાં સ્નેહીઓ, કીધાં અપરંપાર;
કાળ અનંત ફર્યો અવનીમાં, અનેક ધરી અવતાર. અનેક-સ. ૩

લટપટ આવી કરે લાલચે, હિકમત કરે હજાર;
ખરી ગરજ વિણ ખમી કષ્ટ નવ, ખાલી થાય ખુવાર. ખાલી-સ. ૪

સ્વાર્થ સરે સામું નહિ જોવે, વિસરી જાય તે વાર;
ગરજ પડયે ગુણ ગાય વિશ્વનો, એ સમજી વ્યવહાર. એ-સ. ૫

માંસ ઉપર જેમ મળે પક્ષીઓ, તેમ સર્વ તૈયાર;
ભૂલ ન આ ભવજાળ સમજતું, અંતર ઘટમાં ચાર. અંતર-સ. ૬

આ જાળામાં બહુ જકડાયા, પામ્યા વિરલા પાર;
સંત શિષ્ય સંસાર વિષેથી, શોધન કરી લે સાર. શોધન-સ. ૭

---

## " दशा बदलाय त्यारे सर्व बदलाय छे. "

ભજન પદ—રાગ, મળમુત્રની આ કાયા તેમાં શું જોઈ લલચાયા-એ લય.

જ્યારે દશા બદલાયે, ત્યારે બધું બદલાયે. જ્યારે.-ટેક.

સવળાનું અવળું એ દેખે, લાભ ખોટ જરા નવ લેખે;
પુન્યો બધાં પલટાયે. ત્યારે બધું. જ્યારે. ૧

ન્યાય પંથમાં નજર પડે નહિ, જય કરવાની રીતિ જડે નહિ;
મહાતમ્ય બધું મટી જાયે. ત્યારે બધું. જ્યારે. ૨

આધિ વ્યાધિઓ અનેક વળગે, સાધન સુખના સર્વે સળગે;
પોતાતણા પર થાયે ત્યારે બધું. જ્યારે. ૩

ખમા ખમા જે ધણીને કરતા, અનેક જણ છે આગળ ફરતા;
બની રાક તે રખડાયે. ત્યારે બધું. જ્યારે. ૪

હાથીના હોદ્દે જે ચડતા, જેના પગમા અનેક પડતા,
ખસી ગયે વખત ખડ ખાયે ત્યારે બધું. જ્યારે. ૫

અસખ્ય મનુષ્યો જેને માને, તેનું કોઇ સુણે નહિ કાને,
તે અનાથ થઇ અથડાએ ત્યારે બધું. જ્યારે. ૬

ગરીબ તેહ તવંગર થાયે, ક્ષણમા રંકને ચમર ઢળાયે,
જેવો વખત વરતાયે ત્યારે બધુ. જ્યારે. ૭

અભિમાન એમા નહિ કરવુ, આર્ત ધ્યાન પણ કદિ ન ધરવુ,
સંત શિષ્ય જો સમજાયે. ત્યારે બધું. જ્યારે. ૮

---

# "विषय विलासीयोने विषय विकार तजवानो उपदेश."

પદ—તમે શા માટે શ્યામ મ્હોલે આવતા નથી-એ ઢબ.

મન વિષય વિકારોથી નિત્ય વાળતા જજો (૨)
વાળતા જજો ગ્રંથી ગાળતા જજો. મન વિષય. ટેક.

સાખી—અમર અમર લોકે થઈ, અમરીસગ અપાર,
સુખ વિષયોના સેવિયા, અસંખ્ય ધરી અવતાર.
અજ્ઞતાથી એવા એવા સ્થળમા અતૃપ્ત રહ્યો,
તત્વ સુણી ટેવ હવે ટાળતા જજો, જરૂર તત્વ. મન. ૧

સાખી—માસ રૂધીર મળમુત્રનુ, ભાજનરૂપ ભરેલ,
ચરબી ભરી ચતુરાઇથી, માથે ચર્મ મઢેલ,
અપવિત્ર અગ માહે અધિક આનંદ ગણ્યો,
નેત્ર થકી ન્યાયને નિહાળતા જજો, જ્ઞાન નેત્ર. મન. ૨

સાખી—પુત્ર તણા પુત્રો થયા, વરસ ગયા વન બાર;
તજવો જોઇએ તેહને, વિષય તણો વ્યવહાર.
પૌત્રના પરિવાર માંહે લજામણું લાગે એવી,
ઇચ્છાને ઉપદેશથી ઓગાળતા જજો, દુષ્ટ ઇચ્છાને. મન. ૩

સાખી—વાળ્યા વિણ મન નહિ વળે, અપાર લાંબી આશ;
કાળ વિયોગ કરાવશે, આખર થયો ઉદાસ.
આગળ ન ચેતે તેને પાછળ પસ્તાવું પડે,
ભસ્મ થતાં પ્રાણીયોને ભાળતા જજો, ભસ્મીભૂત થતાં. મન. ૪

સાખી—યૌવનમાં નિયમિત રહી, વિષથી કરો વિરામ;
ત્યાગ કરો, ગયે તરૂણતા, કરો ધર્મનાં કામ.
વૈરાગ્યતણી વાડીયોને ઉજડ બનાવે એવા,
વિષયતણાં બીજ બધાં બાળતાં જજો, તમે વિષય. મન. ૫

સાખી—સમજુ સમજે સાનમાં, અણસમજુ અથડાય;
રહે ન વશ જે વિષયને, જ્ઞાની તેહ ગણાય.
ઉત્તમ ચારિત્ર પાળી ઉત્તમ સ્થળે સિધાવા,
સંત શિષ્ય બોધને સાંભળતા જજો, તમે સંત. મન. ૬

---

# अथ श्री हितोपदेश पदो.

## પદ ૧ લું.

( હરિગીત છંદ. )

સંસારમાં શું સાર છે, વિચાર કર નર મન વિષે;
નિજ નેત્ર ખોલી જો અરે, દૃષ્ટિ કરીને દશદિશે.
ચિત્ત માંહે ચેત ચતુર ચેતન. શી ગતિ તારી થશે;
એવું વિચારી ધર્મ કર નર, ક્ષણ ગયો નવ આવશે. ૧

બહુ ફૂડ કપટને કેળવી, સહુ લોકને તેં છેતર્યા;
જ્યાં ત્યાં દગલબાજી થકી, નિજ કાર્ય જે જે તેં કર્યાં.

તે સર્વ પાપ તણી તને, પરલોકમા શિક્ષા થશે   એવું. ૨
તું કહે મારૂં મારૂં સર્વે, મોહ માન મમત્વથી;
ધન ધાન્ય જોબન માલ, માયા સર્વ તે તારૂં નથી.
સુત માત તાત સુજાત પત્ની, કોઇ નવ તારૂં થશે. એવું. ૩
કાયા તણો રાખી ભરૂંસો, બહુજ માયા મેળવી;
જુઠું વધો નિર્લજપણે, કૃપણતા બહુ કેળવી.
અંતે અરે નર અથીર છે, વસ્તુ સહુ વીણસી જશે. એવું. ૪
રાવણ સમો જે રાજવી, લંકાપતિ પોતે હતો,
વિશ ભુજા યોધ્ધો યમ સમો, જે જગત માહે શોભતો.
પણ ગયો અંતે એકલો તો, તારી શી ગતિ થશે. એવુ. ૫
મહા પુન્યઉદયે, મનુષ્યજન્મ, મળ્યો બહુ મુશ્કેલ જે,
ઉત્તમ કૂળે અવતારને, પંચેંદ્રિ યોગ તથાપિ છે
તો કેમ હારી જાય, પશ્ચાતાપ પશ્ચાતે થશે.   એવુ. ૬
અહંકાર અતિ અંતર ધરે, જે મુજ સમો જગ કો નથી,
પણ ગર્વ ઉતરે સર્વના જો, જાણુ જ્ઞાન મતિ થકી
ઉલટી ગતિ નિચી મળે ને, નર્ક વેદન ત્યા થશે.   એવુ. ૭
છે સ્વાર્થી સહુએ સગુ ને, અથીર કાયા કારમી,
શો ગર્વ જાવુ સર્વને છે, એક દીન અંતે વળી.
રે ! મરણ સમયે ધર્મ કરવા, કેમ તું તત્પર થશે   એવુ. ૮
સ્વપ્ના સમું છે સુખ સર્વે, સમજ રે નર મન થકી,
છે સાર એકજ ધર્મ અવર, અસાર જાણુ અરે ! નકી.
હિતકાર શિક્ષા દેવસિની, દીલ ધરે તો સુખ થશે.
એવુ વિચારી ધર્મ કર નર, ક્ષણ ગયો નવ આવશે   એવુ. ૯

---

## પદ ૨ જું.

( સારૂ મારૂ રે સુરત શેહેર—એ રાગ. )

કોં કોને જગમા કોણ ? ચેતન ! તારૂ રે,
મુરખ ! માનીને મૂક મારૂં તારૂં રે,   એ ટેક.
સ્વારથ સારૂ સો તુજ સંગે, રંગે આવી રમતા રે,

સરે અરથ પર કે પોતાનાં, વેગે વેગે વળતાં. ચેતન. ૧
નિજ અરથે જંપે જનનીજી, 'બેટા આવો બેસોરે'
'જી ! જી !' કહીને કે'શે જુવતી, 'સ્વામી ! બીડલું લેશો' ચે૦ ૨
'બેટા !' કહી બોલાવે બાપા, 'ભાઈ !' ભાખે ભગિની રે;
સ્વારથ સરતાં અળગાં સૌ જન, જોજો માયા જગની. ચે૦ ૩
હાથી હય કે હેમ હવેલી, વનિતા વિષની વેલી રે,
સાથી થાવા ધનને સારૂ, ધાતી આવે વે'લી. ચેતન૦ ૪
તર જો હોશે જરથી ઘર તો, વળગ્યા રે'શે વા'લાં રે,
ચોમાસે નદીઓની પાસે, આશે બળતાં નાળાં. ચેતન૦ ૫
નહિ કંઇ સાથે આવે દમડા, જમડા જ્યારે ઝાલે રે;
કરવું ધારે કરજે હમણાં, સમણા આખર સાલે. ચેતન૦ ૬
રડારોળ ઘરં એક કરાવે, એક ઘર મંગળ માળ રે,
હા ! હા ! કપટી કામણગારો, કેડે લાગ્યો કાળ. ચે ૭
ઇંદ્રજાળ સમ જગને જાણી, સંત ચરણ જન સેવોરે;
જૈનહિતેચ્છક શેવક જન સૌ, માગે મુક્તિ મેવો. ચેતન તારૂં રે. ૮

---

## પદ ૩ જું.

( કુંવરી કુંવર મારા લાડકા;-એ રાહ. )

ડાક ડામક છોડી ચાલવું, ઢાલ વાગશે સહિ;
હાડ જશે રે ટૂટી જીવડા, લાગ મળશે રે નહિં. ડાક. ૧
ભાર વહિ વહિ વૈતરા, સાર લેશું રે કીધ;
ઇજત ખોઇ ઘડી એકમાં, જો હાથે નવ દીધ. ડાક૦ ૨
જાણુ જરૂર રે જીવડા, નથી તારૂં રે કોઇ;
દેહ નથી તારી તાહરી, માટે ચાલજે જોઇ. ડાક૦ ૩.
માત પિતા બંધવ વળી, મામા મામીને ફોઇ;
મુખ વિકાસીને બેસશે, રહેશે બે ઘડી રોઇ. ડાક૦ ૪
કાકા કાકી ફુવા ફાલતું, મિત્ર પુત્ર પરિવાર;
હા ! હા ! હુહુ કરી નાચશે, માટે રહે ખબરદાર. ડાક૦ ૫

ચકલા તે સુધી વળાવીને, વળશે નરનારી સાથ;
પુરૂષ લઈ સ્મશાનમા, બાળશે હાથોહાથ. ડાક૦ ૬
દશ દ્રષ્ટાંતે દોહિલો, કહ્યો સૂત્રે જેહ,
નદી પાષાણુ ન્યાયે કરી, પામ્યો મનુષ્ય દેહ. ડાક૦ ૭
આર્યક્ષેત્ર પામ્યો વળી, પામ્યો સમકિતી કૂળ,
હવેરે સુકૃત કર જીવડા, નહિ તો થાશે એ ધૂળ. ડાક૦ ૮
માટે કહ્યું મારૂ માનીને, ડાહ્યુ રાખીને મન,
ભજ શ્રી પચ પરમેષ્ઠીને, જે છે સાથેનુ ધન ડાક૦ ૯
ઇતિ.

## पद ४ थुं.

( લેલી લેલી પુકારૂં મે બનમે.—એ રાહ )
જોયા જેવી જીવ તમારી, ગતિ અતે નિશ્ચે થનારી. ટેક.
ચતુરાઇ ચૂલામા પડી, પ્રભુને સમર્યા નહિ ઘડી,
જન્મી લાભ તમે શો લીધો, ધંધો ખોટતણો ભાઈ કીધો. જોયા૦ ૧
વિષયે ઘણો ઘણો તુ મહાલ્યો, આપે અવળો મારગ ચાલ્યો,
પરનારી પેખીને મોહ્યો, ભેદ કદીએ તપાસી ન જોયો. જોયા૦ ૨
ઊંચા ઊંચા મ દિરને મેઢી, ચાલે નામ તાહરાની પેઢી,
લાખે લેખાવળી તું કરતો, જિન નામ તે મનમાં ન ધરતો. જોયા૦ ૩
દેવગુરૂની ભક્તિ ન કીધી, દાન દીનને પાઇ ન દીધી,
આવ્યો એવો તું છુ રે જવાનો, ખરેખાત નથી તું રહેવાનો. જોયા૦ ૪
જોને ગયા લખેશરી લાખો, હોય પત્તો તો કોઇને ભાખો,
મેઢી માળને મોટા ઝરૂખા, મકી ચાલ્યા માનના ભૂખ્યા. જોયા૦ ૫
સાથે ગયું ન કોઇથી જવાનું, એતો થાય છે તેજ થવાનુ;
ચેતી લેજે ચેતન મારા પ્યારા, હાલ નહિ તો બૂરા છે થનારા. જોયા૦ ૬
જગદીશને ચરણે નમજે, રૂડી રીતે ઇદ્રિઓને દમજે,
ડાહ્યા થઈ ને ભજ પરમેશ, થાશે અતે પછી ખાસું બેશ જોયા ૭ ઇતિ.

## પદ ૫ મું.

( કહાં પાવું, કહાં પાવું યાર,—એ રાહ. )

ક્યાં ભમો ક્યાં ભમો યાર-ભલાજી તમે૦ ટેક.
દેહ દોહલી મેળવી આપે, ખાલી વીંઢાળો ભાર. ભલાજી૦ ૧
જૂઠી જગતની માયા જાણો, ઓળખો સાર અસાર. ભલાજી૦ ૨
માત પિતા બંધવને ભગિની, નહિ કોઇ સાથી થનાર. ભલાજી૦ ૩
ધૂતી ધૂતી ધન ભેળું કીધું, માટી સાથે મળનાર. ભલાજી૦ ૪
શેઠ કહેવાયો કરી ધન ભેળું, કર્યો ઘણા સાથે ખાર. ભલાજી૦ ૫
દેવ દ્રવ્યને ઓળવી આપે, ખાસો રહ્યા ખબરદાર. ભલાજી૦ ૬
માતા માવડીની માનતા રાખી, હોમ કીધા બે ચાર. ભલાજી૦ ૭
ધર્મીનું નામ ધરાવ્યું પોતે, હતો કર્મીનો સરદાર. ભલાજી૦ ૮
જિનજી જાપ જપ્યો નહિ એક દીન, ઢોંગે રીઝવી પરનાર. ભલાજી ૯
આવ્યા તેવા જવાના આપે, માટે રહો ખબરદાર. ભલાજી૦ ૧૦
શેવા શ્રી જિનરાજની કરીને, પામો આ ભવનો પાર. ભલાજી૦ ૧૧. ઇતિ.



## પદ ૬ ઠું.

( ધિક્ક યુવા ધિક્ક સુજને,—એ રાહ. )

જો જો વિચારીને જીવડા, હૈયું રાખીને હાથજી;
જાણ જરૂર છે ચાલવું, મ્હાલવું ન સંસારજી. જો જો૦ ૧
તન છે રંગ પતંગનો, મિથ્યા મથી મરે આપજી;
સુત વિત દારા સગું નહિ, નહિ માય ને બાપજી. જો જો૦ ૨
ત્રણ ગતિ તનની કહિ, પાળો પોખો વિધે લાખજી;
નર્કના કીડા પડે, થાય અંતે વા ખાખજી. જો જો૦ ૩
કંકુ કેસર ને કસતૂરી, અત્તર અનોપમ સારજી;
ચરચે જે તું અંગને, ખોરશે મુકી ભારજી. જો જો૦ ૪
હાથે કર્યું સાથે આવશે, ફાવશે નહિ કંઇજી;
કુલ્યો ફરે છે સંસારમાં, ફાંફાં મારીશ ત્યાંયજી. જો જો૦ ૫

મનને ડાહ્યુ રાખીને, તન અર્પીને ઇશજી,
ધનની દોડ દૂરે કરી, નામ જિનજીને શીશજી. જો જો૦ ૬

# पद ७ सुं.

( રાજા પી લે દારૂડા.—એ રાગ. )

ભજ ભાન તજી ભગવાન તું માનવ ! માન મૂકી જરા,
માન મૂકી જરા—માનવ ! માન૦ ભજ. ટેક.
ધસ મસતો ધાએ ધન માટે, નાચે નિરખી નાર,
સાર શુ એમા શાણા માણો, જાણો એ જોખમકાર. માનવ૦ ૧
કાખમા ઘાલી ધોતી પોતી, પોતે પર આગાર;
મોહ માયાતણી લાલચે લાગી, કેમ ઘુમેરે ગમાર. માનવ૦ ૨
રામા રજન મજન અજન, મગી કશી શિષ પાઘ,
ફાગ ગાએ જન ગગ ફુડામા, લાગે લલાટે ડાઘ માનવ૦ ૩
રામા ગમા ધન ધન કરતો, ફરતો ફરે દશ દીશ;
શ્રી જગદીશને શિશ નમાવા, મિથ્યા બતાવે મીશ. માનવ૦ ૪
લાખોને શાખા વિતાડી, મારી કુડી પાડી ધાડ,
રોવાડી રાક રે ! કાક અનાડી, ધન ધર્યું ખણી ખાડ. માનવ૦ ૫
અણી આવ્યે નહિ કોઈ ધણીરણી, ગમણીકે ખણી ખાડ,
આખર ખાખરવાશી થાશો, લાલ બનેલ લબાડ માનવ૦ ૬
રાખ થયા કંઇ ગક કે રાજા, સાજ પૂરે સસાર,
જૈન હિતેચ્છક દાસ દયાનિધિ !, કે'ણુતણો અધિકાર. માનવ૦ ૭ ઇતિ.

# पद ८ सुं.

( છીલાની ગજલ. )

હા થવા શા હાલ તારા જીવ જો જરી,
રે અનાડી અધ તારી કયા મતિ ફરી હા થવા. ૧
સૂઝે નહીં એ ભાઈ તને પંથ પાશરો,

અનેક ઉંધા પંથના તું ફંદમાં ફસ્યો. હા થવા. ૨
વ્હાલાં સગાં સોબતીઓ રેહેશે વેગળાં,
પત્ની પુત્ર મૂકી જાવું જીવ એકલાં. હા થવા. ૩
રે રે પંખી રાત દહાડો માળામાં મચ્યો,
વારૂં શું આજેજ આવો માળો તેં રચ્યો. હા થવા. ૪
અનેક માળા બાંધ્યા ભાગ્યા ભાગી બાંધશો,
આતે ભાગ ફોડમાંથી કયારે છૂટશો. હા થવા૦ ૫
ચેતન પંખી એવી હવે યુક્તિ આદરો,
જેથી ભાગફોડ મૂકી ઠામે જઈ ઠરો. હા થવા૦ ૬
માગો વિશ્વનાથ પાસે હાથ જોડીને,
નવિન પંથ શાંતિનો સ્વામિ સુઝાડી દે. હા થવા૦ ૭

## પદ ૯ મું.

( ચંદારે બીના-એ રાહ. )

વખત વરતી જા જીવ વેપારી, ખરી ખરીદની કર તૈયારી. ટેક.
રામાટામા મૂકી ભાઇ વેગે કર વકરો,
પીઠ પછીથીરે સોદાગર આવી ન મળનારી. વખત૦ ૧
નરભવ નગર સમો નહીં મળશે બીજો કોઇ બજાર,
લાખો લોકો થયા લખપતિ ભટકતા હતા જે ભિખારી. વખત. ૨
ત્રિભુવન હિતકારી જિન શેઠની સલાહ શુભ લેજે,
દલાલ દર્શન જ્ઞાન ચારિત્રની કર મિત્રાચારી. વખત. ૩
ચારગતિની ચોપાટીપર સેહેલ રખે ચઢતો,
પાપ ચોકમાં પગ નવ ધરતો વેગે વિચારી. વખત. ૪
વેચી સાટી વિવિધ તરેહનાં ઝટપટ કરિઆણાં,
નવિન પૂન્યનો સોદો કરતાં બોલાશે બલિહારી. વખત. ૫
ઇતિ.

## पद १० मुं.

( હમતો આશક હે-એ રાહ. )

મૂકી દે મારૂં તારૂં ભાઈ એમા સાર નથી,
ભરે બાથ આભથી અરે કાઇ વળનાર નથી એ ટેક.
પીને માયાની મદિરા છાકયો છાકયો શું ભમે,
ઝપાટા જીવડા તેં કાળના જોયા નથી. મૂકી૦ ૧
ક્રોધ માન માયા લોભ ચારે ધૂતારા મળ્યા,
ખુશામતખોરની સોબતમાહી સાર નથી. મૂકી. ૨
ગુમાવી પુન્યગર્થ માઠી છે તારી ગતિ,
ચેતી લે ચેતી લે ચેતન શું શું કહું કથી. મૂકી. ૩
પ્રવૃત્તિ વેશ્યાના પ્રસગે બુદ્ધિ તારી મારી ગઇ,
નિવૃત્તિ પદ્મણી જેવી નારી મળનારી નથી મૂકી. ૪
પતિ પુત્ર સ્નેહી સગા છે સબધી સ્વાર્થના,
આપત્તિ આવે પાસે જીવ ઉભું રહેનાર નથી. મૂકી. ૫
સાચા સ્નેહી સગામાહી એક વિતરાગ છે,
નવિન વિશ્વબંધુ વિના પાર પામવુ નથી. મૂકી ૬

---

## पद ११ मुं.

( ગિરધારી રે—એ રાહ. )

સમજાવુ રે તોએ મનપતંગ ન માને, જાયે બળવા ઉડી પરાણે,
શુ વારૂં રે બાઝે એ અનેક બાને, નવ સારૂ નરસું પિછાણે. ટેક.
રે પતંગ પામર પ્રાણીરે, સુણી હિતકારક આ વાણીરે,
લે તત્વ તરત કાઇ તાણીરે, અજ્ઞાનીરે ભમતો શુ બેભાને જાયે૦ ૧
ભાઇ કાયારે તારી ભડભડ બળશે, રાખ રાખ માહિરે મળશે,
એ પીડારે શી રીતે મહેવાશે, પછી પાછળ તુ પસ્તાશે,
તે વખતે રે કરતા ક્રોડ કલ્પાત, નવ વળવાનુ કાઇ ભ્રાત,
કૂવો ખોદવોરે આગ સળગતા વાક, શું કદીએ બને એ વાત,

તું પેહેલેથી જો ચેતેરે, તો ઝાળથકી રહે છેટેરે;
સ્વલ્પ લાલચમાં રખે લેટેરે, સંસારનીરે ઝાળનું બળ નવ જાણે. જાયે. ૨
રંગ બેરંગીરે પાંખ આ સુંદર બળશે, તારી ચપળગતિ પણ ટળસે;
નવ સમજીશરે સગાં સંબંધી તારાં, હાથે કરી એ હોમી દેનારાં,
બનાવીરે ખૂબ તને મસ્તાન, દેશે તારૂં પછી બળિદાન;
એ ઝાળમાં રે જો તું નવ સપડાય, તો તો તારી ચતુરાઇ ગણાય,
જા દોડી તું એક સાસેરે, તે જ્ઞાનદિપકની પાસેરે;
ત્યાં અદ્‌ભૂત શાંતિ થાશેરે, શિવપુરીએરે નવીન ઝડપ પહોંચાડે. જા૦ ૩
ઇતિ.

---

## પદ ૧૨ મું.

( મેરે ગમકા તરાના—એ રાહ. )

રે રે કુમતિના રાગી, જોને તું જાગી, શી દશા થશે;
તારૂં સર્વ છિનાવી, લેઇ પટાવી, પાપી બનાવી, ઠેલી મેલશે. ટેક.
ગોદમાં ઘાલી નિત્ય બતાવે, નવ નવા રાગને રંગ,
મોહ મદિરાથી મત્ત ન જાણે, એ ધૂતારીના ઢંગ;
જૂઠી પ્રિત જણાવી, ફંદે ફસાવી, પાપી બનાવી, ઠેલી મેલશે. રે રે. ૧
જે જન વાવે ઝેરનો વેલો, આણી અતિશે વહાલ;
અમૃત સરખાં ફળ આંબાનાં, પામે નહીં કદી કાળ;
વાત આવી ચાવી, મન્ન ન ભાવી, કૂમતિ ફાવી,
પાપી બનાવી, ઠેલી મેલશે.   રે રે કુમતિના. ૨
રે રે ચિદાનંદ સુમતિના સ્વામિ, પરઘેર પૂર્યો વાસ;
ગુણવંતી આ સુમતિ ગોરી, નાહક કીધી નિરાશ,
દયા લેશ ન આવી, બુદ્ધિ ગમાવી, સુમતિ રીસાવી;
પાપી બનાવી, ઠેલી મેલશે.   રે રે કુમતિના. ૩
સુંદર મંદિરમાંહી રમે તું, કરે ન કાંઇ વિચાર;
સહસ્ર બેડિયે કુમતિ બાંધી, કરશે છેક લાચાર,
તારી દ્રષ્ટિ ચૂકાવી, ટેક મૂકાવી, જૂઠું ભણાવી;
પાપી બનાવી, ઠેલી મેલશે.   રે રે કુમતિના. ૪

સૂનો મહેલ પડયો સુમતિનો, શાશ્વત-સુખનું ઠામ,
ચટપટ ચેતીને ચેતનજી, રંગે કરો આરામ,
ગાન નવિન સુણાવી, રોજ રિઝાવી, ચિંતા બુઝાવી;
મોક્ષે પહોચાડી, સુમતિ મેલશે. રે રે કુમતિના. ૫

## पद १३ मुं.

(શાર્દૂલવિક્રિડિત છંદ.)

મેડી માળ મહેલ અશ્વ ગજને, મૂકી જવું એકલા;
સબંધી જન સ્વાર્થ અર્થિ સઘળા, અંતે રહે વેગળા,
વાડી ખેતર બંગલા બગી વળી, છાજે છજા ગોખડા,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા. જાગી. ૧
કાયા જોબન કાંઈ નિશ્ચળ નહી, ભાઇ તને શુ થયું,
મારૂ માન્યું મમત્વથી મન વિષે, વાયે જશે સૌ વહ્યુ,
નિદ્રાને પ્રમાદમા પરવર્યું, તારૂ ગયુ તોરમા. જાગી. ૨
સારૂ ઉત્તમ આ શરીર જરતે, હાથે મળ્યુ હારમા,
ઓચિંતો અકળાવશે ધસમસી, માથે ફરે કાળ આ,
આધિ રોજ ઉપાધિ વ્યાધિ વધશે, જાજે પછી દોડવા. જાગી. ૩
ભાળી ન્યાલ થયો ભલે ભુવન તું, રાચીશ મા રોબમા,
આયૂ ચંચળ ચેતજે પળેપળે, છીજે તને છોડવા,
પુત્રાદિ પરિવાર સાર સમજી, શાને પડયો મોજમા જાગી. ૪
શો તારી ગતિ મંદ આ શિથિળતા, મારી ગઈ છે મતિ;
ધાર્યું ધૂળ થશે સહી પલકમા, શક્તિ કરોને છતી,
પારાધિ કદી આવીને પકડશે, સતાય કયા ગોઠમા. જાગી. ૫
ગાઢે બંધન પાસમા ફસી પડયા, ઉપાય શોધી કરો,
છૂટો છૂટી શકાય જો કળબળે, છૂટે થકી છૂટકો,
બાજી છે હજી હાથ ઉઠ મૂરખા, ખામિ પડી ખોળવા. જાગી. ૬
મર્દાની અભિમાની માનિ અમથી, વાહો જશે વાજમા,
ખડાફરી બજવાય તો શીદ રહે, આ આળ પંપાળમા,

હાથે સૌ હથિયાર હામ ધરીને, ધૂસો અરિ ફોજમાં. જાગી. ૭
જાયાને જનની પ્રિયાજનક સૌ, માયા રચી માનવી;
તત્વે તંત નહીંજ તુત સઘળું, રે ચેતજે માનવી,
દેખાય ભપકો બધો ઉપરનો, છે છારના છોડવા જાગી. ૮

## પદ ૧૪ મું.

( દોહરા. )

નિરોગી કાયા નકાં, કલેશી કુલટા નાર;
જાયા માયા સૂત નહિ, આ સંસાર અસાર. ૧
જર જોરૂ ઘર સાંપડે, હોય પુત્ર નાદાર;
સુખ મલે નહીં સ્વપ્નમાં. આ સંસાર. ૨
રિદ્ધિ સિદ્ધિ મેળવી, પુત્ર ન તે દુઃખકાર;
સુખ સઘળું કયાંથી મળે. આ સંસાર. ૩
દરિદ્રીને બહુ સંતતિ, તે પણ અતિ દુઃખકાર;
સંપ હોય નહિ સ્વજનમાં. આ સંસાર. ૪
કૂળ ખંપણ સંતતિ થયે, ચિંતાનો નહિ પાર;
ઝુરી ઝુરીને મરે. આ સંસાર. ૫
તરૂ નવપલ્લવપર મળે, પક્ષી વિવિધ પ્રકાર;
દવ બળતો દેખી ખસે. આ સંસાર. ૬
તેમ સ્વજન હેજે મળે, ચડતીમાં ખાનાર;
પડતીમાં પલાયન કરે. આ સંસાર. ૭
પાપ કરીને મેળવ્યું, ખાઇ જશે ખાનાર;
માથે પડશે તાહરે. આ સંસાર. ૮
પરભવ જાતાં જીવને, કોઇ ન આવે લાર;
મમત્વ કરો નહિ માનવી. આ સંસાર. ૯
યોગ્ય સામગ્રી સૌ મળી, ધર્મ કરો સુખકાર;
નહિ તો પસ્તાવો થશે. આ સંસાર. ૧૦
દેવગુરૂને ધર્મને, ઓળખજો આ વાર;
ત્રણ તત્વ સાધો સુખે, આ સંસાર. ૧૧

સ્વજન સંબંધી સ્વાર્થિ, ધર્મ સખાઇ ધાર,
આ ભવ પરભવ જીવને. આ સંસાર. ૧૨
ચૌદિશ દવ લાગી રહ્યો, નિકળશે જો સાર,
આગળ કામે લાગશે. આ સંસાર. ૧૩
દવ બળતો દેખી કરી, ગભરાવું નહિં યાર,
સાર વસ્તુ સંભાળવી. આ સંસાર. ૧૪
આત્મવિર્ય ઉલ્લાસથી, કમર કસો હુશ્યાર,
ઝવેર અવસર ચૂકશો આ સંસાર. ૧૫

---

## पद १५ मुं.

( કરી કપટનું આવું કામરે.—એ રાગ. )

પ્રાણી મોહની નિંદથી જાગરે, ઊંઘ તને કેમ આવે;
કાળ રહ્યો તપાસીને લાગરે ઊંઘ.
જોને લોકો લખેસરી લાખરે ઊંઘ
થયા મશાણભૂમિમા રાખરે. ઊંઘ. ૧
કેવા હતા દેવાશી દાતારરે. ઊંઘ.
ગયા તેના નથી સમાચારરે ઊંઘ.
હાથી હોદ્દાએ શોભતા અનુપરે ઊંઘ.
એવા ચાલી ગયા મ્હોટા ભૂપરે. ઊંઘ. ૨
નથી આવરદાનો નિરધારરે. ઊંઘ.
જવું બપોર સાંજ કે સવારરે. ઊંઘ
સ્વપ્ન જેવો આતો સંસારરે. ઊંઘ.
ચાલ્યા જવું મેલી ઘરબારરે. ઊંઘ. ૩
નથી સાંભળતો શ્રવણે શાસ્ત્રરે. ઊંઘ.
વૃથા જન્મ ગુમાવે કુપાત્રરે. ઊંઘ
નથી કરતો સાધુજીથી પ્રિતરે. ઊંઘ.
નથી નિતિયોની રાખી રૂડી રીતરે. ઊંઘ. ૪
માન મેલીને ભજ ભગવાનરે ઊંઘ.
એક દીને જવું સમશાનરે. ઊંઘ.

જરા આંખ્ય ઉઘાડીને ભાળ્યરે. ઊંઘ૦
પાણી પહેલી પ્રાણી બાંધ પાળરે. ઊંઘ૦ ૫
હજી ચેતો તો કાંઇ છે ઠીકરે, ઊંઘ૦
ન કો શર્ણ આવે મરણ નજીકરે. ઊંઘ૦
છળ ચાળાને ખટપટ છોડરે, ઊંઘ૦
પ્રભુ સંગાથે દ્રઢપ્રિતી જોડરે. ઊંઘ૦ ૬
ગયો વખત ફરી ન મળશે રે, ઊંઘ૦
પછી પસ્તાયે તે શું વળશેરે. ઊંઘ૦
કેવળમુનિ કહે છે તુંજ માટે રે, ઊંઘ૦
શિદ રત્ન વેચે છે કોડી સાટેરે. ઊંઘ૦ ૭

## પદ ૧૬ મું.

( ફરી કપટનું આવું કામરે.—એ રાગ. )

જીવ જવું છે આજ કે કાલરે, સાથે કાંઇ નહિ આવે;
ભલો થઇને તારૂં તું સંભાળરે. સાથે.
ભલે વા'લો તું સહુને અપારરે, તારે સાટે નથી મરનારરે. સાથે. ૧
ઘણા જનનો તું પાલણહારરે, બનિશ એકલો બનીને છારરે;
ભલે ભૂષણ પહેરે અપારરે, ભલે પૂછાતો દરબારરે. સાથે. ૨
ઘણો દેખાડે વૃથા પ્યારરે, જતાં કરીને લાંબો જુહારરે;
ફોકટ મોહેછે દેખી રૂડી નારરે, તુંને જાતાં તે જમને દ્વારરે. સાથે. ૩
ભલે દોસાલો ઓઢે તું અંગરે, ભલે પોઢે તું છત્ર પલંગરે;
ભલે છત્ર ઢળાવે શીસરે, ભલે ખમા પોકારે ચોદીશરે. સાથે. ૪
ભલે બેશીને ચાલ સુખપાલરે, ભલે રંડીયોથી મોજ માણે વ્હાલરે;
ભલે ચામર ઢળાવે દો પાસરે, અંતે લાકડામાં લેતા વાસરે. સાથે. ૫
ઓચિંતાનું જવું થશે ચાલરે, તારાં રોતાં રખડશે બાળરે;
મોટા સાથે તારી પહિચાનરે, સૌને તજીને જાતા મશાણરે. સાથે. ૬
તું તો માણે છે નિત્ય નવિ મોજરે, પણ જાવું છે પરભવ ખોજરે;
ભલે જમો મેવા કે પક્વાનરે, કેવળમુનિનું સાચું માનરે. સાથે. ૭

## પદ ૧૭ મું.

( કરી કપટનું આવું કામરે.—એ રાગ. )

મૂરખ સમજે નહિ તુ કેમરે, મોહની દૂર કરને,
તેંતો બાંધ્યો પ્રેમદામા પ્રેમરે. મોહની.
જીવ જાવુ છે એકલુ કાલરે, પછી રોશે તે સગાં સહુ બાળરે મોહની. ૧
પ્રીતિ કીધી સગાની સાથરે, તેંતો ગ્રહી છે પાપની બાથરે,
ધન મેળવી કહેવાણુ શેઠરે, તેતો પેઠા પાતાળમા હેઠરે. મોહની. ૨
તેંતો યુદ્ધ કરી મેળવ્યું રાજરે, તેથી લીધુ તેં સાતમીનું રાજરે;
અહોરાત રહ્યો સ્ત્રીની પાસરે, સાધુ દેખીને પામતો ત્રાસરે. મોહની. ૩
કુટિલ જનોનો કીધો તેં સંગરે, વળિ રાચ્યો મિથ્યાત્વના સંગરે;
મોજશોખ કરી કાઢ તું રાતરે, એતો પડે છે કાળના હાથરે. મોહની. ૪
વાદ વદવામાં રહ્યો અચૂકરે, પરધન લેતા ન પડે ચૂકરે;
સ્ત્રી દેખીને ઉર પામ્યો મોદરે, તેથી વધાર્યા ભવના ઓઘરે. મોહની ૫
તને લાગ્યા છે કામના બાણરે, તેથી મુખડામા વિષયની વાણરે;
વા'લો કર્યો છે ખળનો સંગરે, તેથી થયું વક્ર તુજ અંગરે. મોહની. ૬
મોહ છોડીને કરતું ધર્મ રે, તેથી ટળશે તે તારા કર્મ રે,
આત્મ રસનું કર તું પાનરે, મુનિ હર્ષનું વાક્ય આ માનરે. મોહની. ૭

---

## પદ ૧૮ મું.

( કરી કપટનું આવું કામરે.—એ રાગ. )

તુતો કરને ધરમનું કામરે, આગળ સુખ પડશે.
જો ભિડીશ પાપમા હામરે, પાછળ દુખ નડશે,
ધરે જિનેશ્વરનું નિત્ય ધ્યાનરે, આગળ૦
જો રાખીશ મનમા માનરે પાછળ. ૧
રૂડી નિતિયો જો રાખીશ પામતો, આગળ૦
ઘણા લોકોને આપીશ ત્રાસતો, પાછળ૦
ભલા સાધુજીનુ માનીશ કે'ણુ તો, આગળ૦
વૃથા વદીશ મુખથી જો વેણુતો. પાછળ. ૨

ખરે સાત વ્યસન કરે દૂર તો, આગળ૦
જો લઇશ એક હજૂર તો; પાછળ૦
ઘડી બેશીને પ્રભુ સંભાળ તો, આગળ૦
જો મટીશ દિલને દયાળ તો. પાછળ. ૩

ગરીબ પ્રાણીની અનુકંપા લાવ તો, આગળ૦
નહિ કરે અનાથનો બચાવ તો; પાછળ૦
જીવ પોતાનો જાણ એમ પર નો, આગળ૦
વીર વચન કાને ન ધર તો. પાછળ. ૪

કરપાત્ર પુરૂષને દાન તો, આગળ૦
ગળા સુધી આરોગીશ ધાન તો; પાછળ૦
નાગ્ય મહાત્માને ચરણે શીશ તો, આગળ૦
જો કરીશ દેખીનેરીસ તો. પાછળ. ૫

સુખ દુઃખ વેઠીશ સમભાવ તો, આગળ૦
કોઇને પીડીશ રાખીને દાવ તો; પાછળ૦
અથિર આયુ જાણી ચિત્ત ચેત તો, આગળ૦
હેત જાણી કરીશ કહેતતો. પાછળ. ૬

સહુ સાથે રાખીશ જો સંપ તો, આગળ૦
જો ભૂલિશ વિનયની ફંમ તો. પાછળ૦
મુનિ કેવળનું કેણ સાચું સાન તો, આગળ૦
હજી નહિ તજે તોફાનતો પાછળ. ૭

---

## પદ ૧૯ મું.

તેં પ્રભુને વિસાર્યારે, જીવડલા પાપી;
સુપ્ને પણ ન સંભાર્યારે જીવડલા પાપી,
મનુષ્ય જન્મ ધરીને, ન સુકીત કાંઇ કીધું;
દુઃખડું તેં ખેંચી લીધું રે. જીવડલા. ૧
દીન રાત ધનને માટે, તું જિહાં તિહાં જૈ પેઠો;
ન પગવાળિને બેઠો રે. જીવડલા. ૨

પરદારાઓ દેખિને, લખાડ તું લલચાયો;
વળી તેં મોહ મચાયો રે  જીવડલા. ૩
ન ઇજત સામું જોયુ, તે બાપ કે દાદાની;
કરાવી ફજેતી માની રે.  જીવડલા. ૪
જો પૂર્વભવના પુન્યે, મનુષ્યદેહ મળિયો,
કેમ થૈને બેઠો ગળિયો રે.  જીવડલા. ૫
ન સાધુ કેરા ચરણે, મસ્તક નામ્યું જેને,
રહ્યો અહંપદ લૈનેરે.  જીવડલા. ૬
નાણું આ સાચુ મેલી, ઠામા મનડુ મોહ્યુ;
લૈ રેતીને મુખ ધોયુ રે.  જીવડલા. ૭
સાપડયું છે આજે, ચિંતા મણી આ સાચુ,
સીદ મનને રાખે ટાચુ રે.  જીવડલા. ૮
ફરી ન મળશે આવો, જોગ તુજને જોતો;
નહિ માને તો રહિશ રોતો રે.  જીવડલા. ૯
આગળ તારૂ જીવડા, કોઇ નથી ત્યા બેલી,
સીદ પુન્યને મેલે ઠેલી રે  જીવડલા. ૧૦
પાણીના પરપોટા, જેવી છે કાયા તારી,
એ શુ ન જૂવે વિચારી રે  જીવડલા. ૧૧
પાણી પ્હેલી પાળ, બાધીશ તો બધાશે,
નહીંતો પસ્તાવો થાશે રે  જીવડલા. ૧૨
જાવું છે તેતો સાચું, શા ઉપર મોજ માણે,
ઠરવું છે જે મશાણે રે.  જીવડલા. ૧૩
કેવળ મુનિ તારે, માટે આ વાણી કે'છે,
શ્યામાટે અવળો રે'છે રે  જીવલડા. ૧૪

---

## पद २० मुं.

( ધિરાનો રાગ. )

જાણુ તું જાવુ છે રે, નથી રે રહેવુ આ દુનિઆમાં
પાછળ થશે પસ્તાવુ રે, ગયા ન દીઠા સુપનિઆમા  જાણુ. ૧

જેમ કુશાગ્રે પાણીનો બિંદુ, ટકે ન ઝાઝી વાર;
આવખું તારૂં એમ અથિર છે, થા ધર્મ વિષે હુંશિયાર.
હીંમત મન રાખો રે, હારવું ન આ દુનિઆમાં જાણુ. ૨
મગરૂરીમાં માનવી તું, કહે છે મારૂં મારૂં;
અંતરજ્ઞાન વિચારતાં, ભાઇ ! કોણ જગતમાં તારૂં.
સહુએ સુખમાં બેલી રે, છેટે તો થશે દુઃખનિઆમાં. જાણુ. ૩
જે નર હસ્તિને ખંધે ચડીને, ઢળાવતા ચામર છત્ર;
આજ્ઞાઅંગિત એ ઉભા હતા, અનુચરે પણ તત્ર.
એવાના નથી પત્તા રે, ગયા શોખ તજી આ દુનિઆમાં. જાણુ. ૪
રાજા રાવણ સરિખા કોટિ, ગયા જૂઓ ભૂપાળ;
અમર તો થૈ કોઇ ન રહ્યા, તું તારૂં સંભાળ.
કેવળમુનિ કહે છે રે, વિચાર વીરા જોબનિયામાં. જાણુ. ૫

## પદ ૨૧ મું.

જોને વિચારી એવું રે, આ સ્વપ્ના જેવું તન તારૂં;
ગણ ભલે કાંચન જેવું રે, પણ અંતે તો રાખ થનારૂં. જોને. ૧
સનતકુમાર ચક્રી વળી જૂઓ, છ ખંડનો પ્રતિપાળ,
રૂપ અનૂપમ તેના દેહનું, ક્ષણમાં થયું વિશરાલ;
શું અભિમાન મન રાખો રે, દેહીનું તેજ જનારૂં. જોને. ૨
રાંક જેમ સુપનાની માંહી, પામ્યો રાજ વિલાસ,
વૈભવ દીઠા પણ ન વિલસ્યા, જાગીને થયો ઉદાશ;
એવું સુખ આ ભાસે રે, અંતે તો જૂઠું છેજ વારૂં. જોને. ૩
સેજતળાઇમાં રોજ પોઢતા, મસુરીઆં ધરી ગાલ,
દિન રાત જરી ન જાણતાં, તેને પણ લઇ ગયો કાળ;
અચાનક એકલું જાવું રે; નથી સાથે કોઇ થનારૂં. જોને. ૪
ધન કણ કંચન અને કામનિ, રંચ ન આવે સાથ,
સમશાનભૂમિમાં સૂકા કાષ્ટે, બળશો થઇ અનાથ;
કેવળમુનિ કહે છે રે, ચેતે તો ઠીક થનારૂં. જોને. ૫

# पद २२ मुं.

આ તન છે રંગ પતંગી રે, તેની શી ધરવી માયા,
ક્ષણુમા થશે બેરંગી રે, જેશી બાદળકી છાયા આ તન. ૧
જાયા તેતો જરૂરજ જાશે, નથી અખંડ રહેવાના,
વૃદ્ધ જૂવાન ને નાના મોટા, સઉએ અવધે જવાના;
વિચારો મન એવુ રે, કોન અમર હોકે આયા. આ તન. ૨
તારા દેખતા તો કંઇ ગયા ચાલી, તારે જવુ એ વાટ,
શ્યાને મન કરતો નથી અલ્યા, મરી જવાના ઉચાટ,
અરે ગુમાની ઘેલારે, છોડી દે મમતા ને માયા. આ તન. ૩
કાયા તારી આ દીસે જાજરી, જેવો કાચનો કૂપ,
વિણુસી જાતા વાર નહીં લાગે, તેમ એ રૂપ કુરૂપ,
એમા તું શુ રાચે રે, જૂઠી છે સઘળી માયા. આ તન. ૪
માટીથી મંદિર ચણી ચણી, પાયો નાખ્યો મજબુત,
આયુષ આતો અથિર છે તારો, તે ન વિચારે તુ ભૂત,
કેવળમુનિ કે'છે રે, ભિંત કાચી તેમ કાચી માયા. આ તન. ૫

---

# पद २३ मुं.

અરે સમજ મન ભાઇ રે, કહ્યુ માનીને આ માહરૂ;
જાશે જીવ કરી જૂદાઇ રે, પછી તો થાશે અંધારૂં અરે. ૧
ક્રોડપતિ નગરશેઠ થઇને, કાઢયુ દુનિઆમા નામ,
પણુ પ્રભુ ભજ્યા વિના તો જાણો, અંતે એ નામ કુનામ,
એવું વિચાર મારા વિરારે, પ્રભુ વિના નથી કોઈ તારૂ અરે ૨
દશ ગયા તેમ વિસ ગયાને, તેમજ ગયા પચાસ,
સાઠ સિત્તેર એંસી નેવુ સો, રહિ ગઈ તોય કચ્ચાસ,
કામ ન પૂરૂં કીધુ રે, રહ્યુ અધુરૂં ઘણુ તારૂ અરે. ૩
કાળરૂપ લે આવશે તેડું, નહિ માત પિતાનું જોર,
બળિયો થઇને લઈ જાશે તને, સુંદરિ કરતે સોર,

અગ્નિમાં હોમી દેશે રે, બળિ છાર થશે તન તારૂં. અરે. ૪
કાષ્ટસમ બળશે તુજ કાયા, ઘાસસમ બળશે કેશ,
એવું દુઃખ દેખે સમશાંન, તોય ન સમજ્યો લેશ;
કેવળમુનિ કે'છે રે, હજુ સમજે તો ઘણુંય સારૂં,
અરે સમજ મન ભાઈરે, કહ્યું માનીને આ મારૂં. અરે૦ ૫

## પદ ૨૪ મું.

( કુબ્જાશું તપ કીધું રે, ઓધવજી એવું.—એ રાગ. )

કરને વિચાર એવો રે, ઓ પ્રાણિ તુંતો;
કરને વિચાર એવો રે. ટેક.
જોને દ્વારીકાં સનૂરી, હતી જેવી સ્વર્ગપૂરી;
દશા થઈ તેની બૂરીરે. ઓ. ૧
વળી લંકાનો ભૂપાળ, હતો છયલ છોગાળ;
સુમિત્રાનંદે આણ્યો કાળ રે. ઓ. ૨
કીચક જો દૂરાચારી, ઇચ્છતો દ્રુપતિ નારી;
કૂટો કીધો ભીમે મારી રે. ઓ. ૩
અમરકંકાનો રાજા, દ્રુપતિ સતીને કાજા;
કૃષ્ણે લોપી તસ માઝારે. ઓ. ૪
એવા મોટા મોટા કેઈ, કાળ ગયો તેને લેઈ;
આલોચ એ ચિત દેઈરે. ઓ. ૫
એમ આ અથિર બાજી, એમાં શું તું થાય રાજી;
રહ્યા શિર કાળ ગાજી રે. ઓ. ૬
જો તું નજરે નિહાળી, કેટલાક ગયા ચાલી;
થઇ ગયાં ધામ ખાલી રે. ઓ. ૭
તારી હેડીના ને મોટા, વૃદ્ધ ને જુવાન છોટા;
ગયા એવા કંઈક જોટારે. ઓ. ૭
જાવું એ અચુક જાણે, નથી રે'વું આને ઠાણે;
શા ઉપર મોજ માણે રે. ઓ. ૯

જાવુ છે એકલા હોઈ, સાથે નહીં આવે કોઈ,
રે'શે અતે સગા રોઇ રે ઓ. ૧૦
નથી લલના એ તારી, સ્વારથની છે તે પ્યારી;
અંતે અળગી થનારીરે. ઓ. ૧૧
જાવુ છે પરાએ ગામ, ત્યા નથી સગાનુ ધામ,
કરને વિચાર આમ રે. ઓ. ૧૨
જયા સુધી શરીરે શક્તિ, કરી લે પ્રભુની ભક્તિ,
તેથી છે શિવપુર લક્તિ રે ઓ. ૧૩
વળી કર દયાનું કામ, ઉર વિષે રાખી હામ,
રટ એક પ્રભુનું નામ રે ઓ. ૧૪
પીપળના પાન જેવું, આઉખુ અથિર એવું;
વળી વારી તરંગ જેવુ. ઓ. ૧૫
ડાભ અગ્રે પાણી જેમ, યોવન આ દીસે તેમ,
વિચાર ન ઉર કેમ રે. ઓ. ૧૬
નભ તળે જો વિચાર, વિજળીનો ચમત્કાર,
એવુ તારૂ આયુ ધાર રે ઓ. ૧૭
એમ સૌ અથિર જાણી, પ્રભુ ભજો પ્રેમ આણી,
નથી પછી દુ ખ ખાણી રે ઓ. ૧૮
પુજ્ય રૂગનાથજી પ્રતાપે, મુનિ કેવળચદ આપે,
કહ્યુ એ પૂરણ માપે રે ઓ. ૧૯

## पद २५ मुं.

( કુબજાશું તપ કીધુ રે, ઓધવજી એવું—એ રાગ. )

સમજ સમજ પ્રાણિ રે, તું દિલવિષે,
સમજ સમજ પ્રાણિ રે ટેક.
પૂરવે પુન્યાઈ તારી, કીધેલી ભાઇ તેં ભારી,
જેથી થયો ભોગદારી રે, તુ દિલવિષે સમજ. ૧
મનુષ્ય અવતાર પામી, સેવી લે અંતરજામિ,
વેળા શુ કાઢે નકામી રે, તું દિલવિષે. સમજ. ૨

રૂડો જૈનધર્મ મિત્ર, પામ્યો તું પૂરણ પવિત્ર;
કર સરધા જેવી રીત રે, તું દિલવિષે.　　સમજ ૩
પંચપ્રમેષ્ઠિ જે દેવા, અન્ય નથી કોઇ એવા;
સમરથ તારણ તેવા રે, તું દિલવિષે.　　સમજ. ૪
મનુષ્ય તું શાથી હુવો, તે ભેદ તપાસી જુવો;
ખાલી શું આ વેળા ખુવો રે, તું દિલવિષે.　　સમજ. ૫
જનમ્યો હતો જે વારે, સાથે નો'તું કાંઈ તારે;
એકલા જાવું એ વારે રે, તું દિલવિષે.　　સમજ. ૬
શું તું દેખી લલચાયો, ફોગટ ફુલે ફુલાયો;
અંતદાવે કોઇ નાવ્યો રે, તું દિલવિષે.　　સમજ. ૭
છળભેદ કરી આપ, પૂરણ સંચ્યા તેં પાપ;
તેનો તુંને થાશે તાપ રે, તું દિલવિષે.　　સમજ. ૮
જઇશ જ્યારે જમ દ્વારે, અણુમાપ્યો મારમારે;
કોણ ત્યાં આવી ઉગારે રે, તું દિલવિષે.　　સમજ. ૯
ભંડાર ભરી મકલાણો, મન વિષે તેં ન જાણ્યો;
સાથે નહિ આવે દાણો રે, તું દિલવિષે.　　સમજ. ૧૦
મોટા જોને કંઇ શ્રીમંતો, ગયા હોશે કંઇ ગત્તો;
હજી નથી તેનો પત્તો રે, તું દિલવિષે.　　સમજ. ૧૧
ખાતા પીતા બેશી ભેગા, જાવું આવવું પણ ભેગા;
એવા તુંથી થયા એગા રે, તું દિલવિષે.　　સમજ. ૧૨
જોને નજરે વિચાર, કંઇ ગયાં નરને નાર;
આ બાંધ્યાં રહ્યાં ઘરબાર રે, તું દિલવિષે.　　સમજ. ૧૩
સૂરને અસૂર તેવા, હરી હલધર ચક્રી જેવા;
અચલ ન રહ્યા એવા રે, તું દિલવિષે.　　સમજ. ૧૪
મોટા મુનિવર સુપાત્ર, ગયા તિરથના યાત્ર;
તો મનુષ્ય કોણ માત્ર રે, તું દિલવિષે.　　સમજ. ૧૫
એમ જાણી તું જરૂર, રાખ્ય ઇચ્છા ધર્મ ઉર;
કરને કૂકર્મ દૂર રે, તું દિલવિષે.　　સમજ. ૧૬

પ્રભુના ચરણે તામ, સમરપ્યો આતમરામ,
અખંડ રાખ્યું તેણે નામ રે, તું દિલવિષે. સમજ. ૧૭
બાકી તો છે ખોટી માયા, રૂડું કર્યું તે કમાયા;
બીજા તો ફોગટ પુલાયા રે, તું દિલવિષે. સમજ. ૧૮
ગયો ન ફોગટ ફંદે, સૂકૃત કરો મન આણંદે,
કથ્યું એમ કેવળચંદે રે, તું દિલવિષે સમજ. ૧૯

## पद २६ मुं.

( દોહરા )

કરવા કૂડ પ્રપંચને, ફોગટ ફટફટ પાપ,
જન જોબનને ધન ધરા, જાશે થશે વિલાપ ૧
વિષય કંટક વિશ્વ છે, સગા સ્વારથી સર્વ,
ચંચળ ચપળા ચપળ છે, શાને કરવો ગર્વ. ૨

( ગીતિ. )

કપટ ઝપટ તરછોડી, ટદ્ ટક્ તજ ભજ ભલાતુ વૈરાગી;
ખટપટ ઝટપટ છોડી, તન મન ધનથી સમર સમર ત્યાગી ૧

( દોહરા. )

કૈક ગયાને જાય છે, જશે થશે બેહાલ,
સુકૃત સાથે આવશે કોણે દીઠી કાલ ૧
ઠામ ઠામ ઠાલો સહુ, દિપક ઝાક ઝમાલ,
તે પણ બૂઝાઇ જશે, કોણે દીઠી કાલ. ૨
પખી ટોળુ વૃક્ષપર, હળી મળ્યુ છે હાલ,
પ્રાત મા ઉડી જશે, કોણે દીઠી કાલ. ૩
પૂષ્પ સુગંધીથી બની, અનુપમ ફુલની માળ,
પણ તેતો કરમૈ જશે, કોણે દીઠી કાલ. ૪
જાયું તેતો જાય છે, સૌના એજ હવાલ,
માન કહ્યુંરે માનવી, કોણે દીઠી કાલ ૫

# इलाचीपुत्रनी सज्झाय.

નામ ઈલાપુત્ર જાણીયે, ધનદત્ત શેઠનો પુત્ર;
નટવી દેખીને મોહીયો, જે રાખે ઘર સુત.
કરમ ન છુટેરે પ્રાણિયા. ૧
પૂરવ નેહ વિકાર, નિજ કૂળ છંડીરે નટ થયો;
નાંણી શરમ લગાર. કરમ. ૨
ઈકપૂર આંવ્યોરે નાચવા, ઉંચો વાસ વિશેષ;
તિહાં રાય જોવા રે આવીયો, મળીયા લોક અનેક. કરમ. ૩
દોય પગ પહેરીરે પાવડી, વાંસ ચડયો ગજ ગેલ;
નિરાધાર ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ. કરમ. ૪
ઢોલ બજાવેરે નટવી, ગાવે કિંન્નર સાદ;
પાયતલ ઘુઘરારે ઘમઘમે, ગાજે અંબર નાદ. કરમ. ૫
તિહાં રાય ચિત્તમેંરે ચિંતવે, લુબ્ધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ. ૬
દાન ન આપેરે ભૂપતી, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુરે રાયને, રાય વંછે મુજ ઘાત. કરમ. ૭
તવ તિહાં મુનિવર પેખીયા, ધન ધન સાધુ નિરાગ;
ધિક્ ધિક્ વિખયારે જીવને, એમ પામ્યો વૈરાગ. કરમ. ૮
થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બહાર;
લોલો કે’છે લેતા નથી, ધન્ય ધન્ય મુનિ અવતાર. કરમ. ૯
સંવરભાવેરે કેવળી, થયો મુનિ કર્મ ખપાય;
કેવળ મહિમાજી સુર કરે, લબ્ધીવિજે ગુણ ગાય,
કરમ ન છુટેરે પ્રાણિઆ. ૧૦

---

# अथ श्री नेमनाथनी सज्झाय.

( મને પ્રભુ પાર્શ્વજી લાગે પ્યારો.—એ રાગ. )

શ્રી સોરીપુર નગર નગીનો, સમુદ્રવિજય તિહાં રાજા.
પટરાણી સિવા દેવી, લોપે ન પ્રિતમ માજા,
નેમનાથ જાવું તોરી બલિહારી, તાર્યાં ઘણાં નર નારી. નેમનાથ. ૧

જાદવવંશ નિરૂપમે નેમજી, દીપાયો પ્રભુ પ્યાગ;
બાળલિલાએ કૃષ્ણ નરેશને, હીંચાયો વિભુ મારા. નેમનાથ. ૨
એહ વિચાર આગે બાધી, માદી કીધી સમજાવી,
જાન સજીને તોરણ આવે, રાજુલ પરણવા ભાવી. નેમનાથ. ૩
પશુવા પોકાર સુણી દયાળુ, દયા દીલે ધારી,
રથડો વાળી રતન વિસારી, ચઢ ગયે ગઢ ગિરનારી. નેમનાથ. ૪
અષ્ટભવંતર પ્રિત વિસારી, મારે કીધો કામ,
મહમાવનમા સંજમ લીધો, આ સુદર શામ. નેમનાથ. ૫
તામ વિચારી રાજુલ નારી, દિક્ષા લેવા ચાલી,
વાટે વરસાદે ભીંજાણી, આવી ગુફા એક ભાળી. નેમનાથ. ૬
વર્જીત વસ્ત્ર ભિનાં સુકાવે, એહવે શ્રી રહેનેમ,
સંજમ છોડી લજ્જા તોડી, રાજુલ શુ ધરે પ્રેમ નેમનાથ ૭
આવો બાળા રૂપ રસાળા, સુકુમાલા ભાગ્યવતી,
સંગારિક સુખ ભોગવીએ, જોગ મળ્યો છે એકંતિ. નેમનાથ ૮
વચન સુણી તવ રાજુલ કે'તી, રે નિર્લજ મત બોલે,
પચાસ કન્યા તજી થયો સાધુ, એક દેખી મત ડોલે નેમનાથ ૯
ગયવર છોડી ખરી મતિ થોડી, કોણ ગધે બેસે ?
વિષય વિલુધો ભાન તજીને, શ્વાન પેરે શું ભમે ? નેમનાથ ૧૦
ચિંતામણી મણી તજીને, કાચ કર કોણ લેશે ?
અમૃત સરખો રસ છાંડીને, અગ્નિજ્વાલા કોણ પીશે ? નેમનાથ ૧૧
એમ અનેક વચનાદિ કહી, દેવર મુનિ સમજાવ્યો,
લે ચાલી નિજ પ્રિતમ પાસે, આલોયણ લેવરાવ્યો નેમનાથ. ૧૨
સંજમ લીધો રાજેમતિએ, પાળે નિર્મળ થે રાણી,
શુદ્ધ આરાધી સ્વામિ પહોંચી, મોક્ષ બિરે જઈ સિદ્ધજી નેમનાથ ૧૩
નેમ પ્રભુ પણ પ્રાણિ પ્રતાપ, પાછળ શિવ સિધ્યા,
પુજ્ય કુશલચંદજી સ્વામિ પસાયે, કેવળ મુનિ ગુણ ગાયા. નેમનાથ. ૧૪

# અથ શ્રી ઉપદેશી સજ્ઝાય.

( શ્રી રામજીએ નારી ગુમાવી.—એ દેશી. )

મનુષ્યજન્મ પામીને ભાઈ, સુકૃત કાંઇ ન કીધું હો;
આમ તેમ ચઉદીશી ફિરિ, આતમ ચિત્ત ન દીધું હો. મનુષ્ય. ૧

સુક્ષ્મબુદ્ધિ તેં નહિ કીધી, સ્થુલમાં બુદ્ધિ ચલાઇ હો;
નિજગુણ શોધવા આળશ લીધી, પરગુણ રહ્યા ભરાઈ હો. મનુષ્ય. ૨

રાગ દ્વેષમાંહી તું ભટકયો, છટકયો નિજગુણ બાહિ હો;
વિષય કષાયમાંહિ તું રમીઓ, ભમીઓ તેથી પ્રાહી હો. મનુષ્ય. ૩

કીહાંથી આવ્યો કીહાંહી જાવું, તેહી શુદ્ધ ન પાઈ હો;
ગર્વ અહંપદને ધારી, કુમતિ નારી નડાઇ હો. મનુષ્ય. ૪

દેવ ગુરૂ અને ધર્મની શુદ્ધિ, મનમાંહી ન ધારી હો;
નિંધા કરવા તતપર હુઓ, નાઠી સુમતિ નારી હો. મનુષ્ય. ૫

આતમ આનન્દસ્થાન ન જોયું, હુવો નિજગુણ વેરી હો;
સંસારે માયા દેખીને મોહ્યો, કાળે લીઓ તુંજ ઘેરી હો. મનુષ્ય. ૬

કામની રુપ કાનન માંહી, પ્રવેશ કીધો તેં ભાઇ હો;
સુખ માનીને ત્યાંહી મુઝાયો, ભિતી ચિત્ત ન લાઈ હો. મનુષ્ય. ૭

અનંગ રંગમાંહી તું રમીયો, રમીયો દીનને રાત હો;
શાંત સુધારસ પીવાનું સ્થાન, ભૂલ્યો કેમ તું ભ્રાંત હો. મનુષ્ય. ૮

શુદ્ધ સમકિત ભાઇ તું રાખ, જે છે ભવોદધિ નાવ હો;
ઉપશમ થાશે મોહનિદર્શન, મળશે ઇચ્છિત લાવ હો. મનુષ્યઃ ૯

નિજ રત્ન ત્રય સાધને આણિ, લેવાને નિજ સુખ હો;
ઉપશમ કર કષાયતણો, તો મિટશે ભવ દુઃખ હો. મનુષ્ય. ૧૦

હલાહલ રુપ વિષય ગણીને, કર તું મનથી ત્યાગ હો;
દષ્ટિ સ્નેહ રોધ કથા જે, પામવા ભવ ત્યાગ હો. મનુષ્ય. ૧૧

દર્ઈતા દુષ્ટ ડાકેણુ જેવી, જાણીને સાક્ષાત હો;
રાગદશા તું તેથી નિવારે, એમ કહે પ્રભુ વાત હો. મનુષ્ય. ૧૨

સંવેગ નિર્વેગ મનની માંહિ, કર તું પ્રગટ ભાઇ હો;
સંસાર સ્વરૂપ દુઃખજ રૂપ, જાણી દે છટકાઇ હો. મનુષ્ય. ૧૩

કષાય ચોકડી ક્ષય થવાથી, ફળશે નિજ આશ હો;
રતિ અરતી ભય ને વેદ, કર તું મૂળથી નાશ હો. મનુષ્ય. ૧૪
હાશ ને શોગ બેહી દુર્ધર, જીતવા કર ચઢાઈ હો;
નાશ પામેથી નિજ સ્વરુપ, આવી મિલશે ધાઇ હો. મનુષ્ય. ૧૫
ચિદાનંદરૂપ મહેલની માહિ, કર તું ભાઇ મોઝ હો,
જ્ઞાન ને દર્શનરૂપજ લક્ષ્મિ, ભોગવ ભાઇ તું રોજ હો. મનુષ્ય. ૧૬
સિદ્ધ સ્વરૂપ આતમરૂપ, હુવો તે શાશ્વત ભૂપ હો;
મુનિ હર્ષની વિનંતી ધરતા, સોસામેં ભવકૂપ હો મનુષ્ય. ૧૭

---

## अथ श्री उपदेशी सज्झाय.

( ઓધવજી મ દેશો કે’જો શ્યામને—એ રાગ )

દિનદયાળ પ્રભુ મુજ એક વિનતી,
દિલ ધરો કરજોડી કહું છું આજ જો,
અંતરજામિ તુમથી હુ અળગો નથી,
દાસ જાણીને મ્હેર કરો મહારાજ જો દિન ૧
આપ વિયોગથકી ઓ પ્રભુ માહેરા,
પામે દુ ખ સંમારી જીવ અપાર જો,
આગમરસ ચાખ્યા વિણુ તે પ્રાણિયા,
રડવડીયા તે ચઉગતિ મોઝાર જો. દિન. ૨
જનમ મરણના ભયથકી તે છૂટવા,
હિંસા કરતા જીવતણી તે અપાર જો;
ધર્મ ગણીને નિજ દેવોના આગળે,
કરતા પાપી અનાથનો સંહાર જો. દિન. ૩
અસાધુ સાધ મુખે એમ બોલતા,
અહંમાચારી પાળુ શું આચાર જો;
ફોગટ રે ફુલ્યા ફરે છે કુલમા,
પણ તે લેશે ચાર ગતિના દ્વાર જો. દિન. ૪
અજ્ઞાનપણાના વશ્યથકી કઈ જીવડા,
તરવા માટે કરે અનેક ઉપાય જો,

જાણે છે ઉજળું એટલું એ દુધ છે,
સારાસાર વિચાર નહીં મનમાંય જો. દિન. ૫
અસરણ અનાથ કોઈ પ્રાણિયા,
પામે દુઃખડા ચઉગતિ મોઝાર જો;
એકેંદ્રિ પંચેદ્રિ કેરા જીવનો,
કરે છે અજ્ઞાનપણે સંહાર જો. દિન. ૬.
ભેદ ન જાણ્યો ધર્મ અધર્મતણો,
મત્તામત્ત ખેંચી આપ રહાય જો;
ગરધવનું પૂછ પકડ્યું તે મૂકે નહીં,
લાતો બમણી મુર્ખજન તે ખાય જો. દિન. ૭
આવી રીતે પ્રભુજી આ વિશ્વમાં,
પંથ ઘણા છે જોતાં મન મુઝાય જો;
જે મતમાં જઈ પૂછું તે મતમાં કહે,
ધરમ અમારો સાચો છે સદાય જો. દિન. ૮
ચિંતામણિ છાંડિને કર કંકર ગ્રહે,
આ કેવું દિલ મધ્યે છે અજ્ઞાન જો;
દ્રાક્ષ મૂકી મૂખમાં લીંબોળિ લીયે,
પક્ષીમાંહી જૂવો તે કાગ હેવાન જો. દિન. ૯
અરજી આ દિલ ધરજી પ્રભુ માહેરા,
કેવળના સ્વામિ છો અતિ કરૂણાળ જો;
કરપાનિધિ કષ્ટ મારાં કાપજો,
નિત્ય એવી કરૂણા આણી દયાળ જો. દિન. ૧૦

## अथ श्री महावीरस्वामिनुं पारणुं.

માતા ત્રિસલાએ પુત્ર રત્ન જાઈઓ,
ચોશઠ ઈંદ્રનાં આસન કંપેસાર;
અવધિજ્ઞાને જોઇ ધાયો શ્રી જિન વીરને,
આવે ક્ષત્રિયકુંઠ નયર મઝાર. માતા. ૧

વીર પ્રતિબિંબ મૂકી માતા કને,
અવમર્પિણી નિદ્રા દીએ સાર,
એમ મેરુશિખરે જિનને લાવે ભક્તિશું,
હરિ પંચરુપ કરી મનોહાર. માતા. ૨

એમ અસંખ્ય કોટા કોટી મળી દેવતા,
પ્રભુને ઓચ્છવમંડાણે લેઈ જાય,
પાડુકવન શિલાયે જિનને લાવે ભક્તિશું,
હરિ અંગે ચાપે ઇંદ્ર ઘણું ઉચ્છાય. માતા. ૩

એક કોડી આઠ લાખ કળશે કરી,
વીરનો સ્નાત્ર મહોચ્છવ કરે સાર,
અનુક્રમે વીરકુંવરને લાવે જનની મંદિરે,
દાસી પ્રિયવંદા જાએ તેણીવાર. માતા. ૪

રાજા સિદ્ધારથને દીધી વધામણી,
દાસીને દાનને માન દિયે મનોહાર,
ક્ષત્રિયકુંડમાહે ઓચ્છવ મંડાવિઓ,
પ્રજા લોકને હરખ અપાર માતા. ૫

ઘર ઘર શ્રીફળ તોરણ ત્રાજટ બાંધિયાં,
ગોરી ગાવે મંગલ ગિત રસાળ,
રાજા સિદ્ધારથે જન્મ મહોત્સવ કર્યો,
માતા ત્રિશલા થઈ ઉજમાળ. માતા. ૬

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે,
ઝુલે લાડકડા પ્રભુજી આનંદલેર,
હરખિ નિરખિને ઇંદ્રાણીયો જાએ વારણે,
આજ આનંદ શ્રી વીરકુમારને ઘેર. માતા. ૭

વીરના મુખડાઉપર વારૂં કોટી ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાલ કપોલ,
શુક ચંચૂ સરિખી દીસે નિર્મળ નાસિકા,
કોમળ અધર અરુણ રંગ રોલ. માતા. ૮

ઔષધિ સોવન મઢીરે શોભે હાલરે,
નાજૂક આભરણ સઘળાં કંચન મોતી હાર;
કર અંગુઠો ધાવે વીરકુમર હર્ષે કરી,
કાંઇ બોલાવતાં કરે કિલ કિલાકાર. માતા. ૯

વીરને નિલાડે કીધો છે કુંકુમ ચાંદલો,
શોભે જડિત મરકટ મણિમાં દીસે લાલ;
ત્રિસલાયે જુગતે આંજી અણિયાળી બેહુ આંખડી,
સુંદર કસ્તુરિનું ટપકું કીધું ગાલ. માતા. ૧૦

કંચન સોલે જાતનાં રત્ને જડિયું પારણું,
ઝુલાવતી વેળા થાય ઘુઘરનો ધમકાર;
ત્રિસલા વિવિધ વચને હરખિ ગાયે હાલરૂં,
ખેંચે કુમતિઆણી કંચનદોરી સાર. માતા. ૧૧

મારો લાડકવાયો સગા સંગે રમવા જશે,
મનોહર સુખડલી હું આપીશ એહને હાથ;
ભોજન વેળા રમઝમ રમઝમ કરતો આવશે,
હું તો ધાઇને બિડાવીશ હૃદયા સાથ. માતા. ૧૨

હંસ કારંડવ કોકિલ પોપટ પારેવડાં,
માંહી બપ્પૈયાને સારસ ચકોર;
મેના મોર મેલ્યાં છે રમકડાં રમવાતણાં,
ઘમ ઘમ ઘૂઘરા બજાવે ત્રિશલા કિશોર. માતા. ૧૩

મારો વીરકુમર નિશાળે ભણવા જાયશે,
સાથે સજ્જન કુટુંબ પરિવાર;
હાથી રથ ઘોડા પાલાયે ભલું શોભતું,
કરી નિશાળગરણું અતિ મનોહાર. માતા. ૧૪

મારા વીર સમાણી કન્યા સારી લાવશું,
મારા કુંમરને પરણાવીશ મહોટે ઘેર;
મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે,
મારો વીર કરશે સદાય લીલા લહેર. માતા. ૧૫

માતા ત્રિશલા ગાવે વીરકુંમરનુ હાલરું,
મારો નંદન જીવજો કોડા કોડી વરસ,
એતો રાજ રાજેસર થાશે ભલો દિપતો,
મારા મનના મનોરથ પૂરશે જગીશ માતા. ૧૬
ધન્ય ધન્ય ક્ષત્રિયકુંડ ગામ મનોહરુ,
જિહા વિરકુમરનો જનમ ગણાય;
રાજા સિદ્ધારથના કૂલમાહે દિનમણી,
ધન્ય ધન્ય ત્રિશલા રાણી જેહની માય. માતા. ૧૭
એમ સૈયર ટોળી ભોળી ગાવે હાલરૂ,
થાશે મનના મનોરથ તેહને ઘેર,
અનુક્રમે મહોદય પદવી રુપવિજય પદ પામશે,
ગાયે અમિયવિજય કહે થાશે લીલા લહેર. માતા. ૧૮

---

# अथ श्री मुनिगुणमंगलमाला.

( આદર જીવ ક્ષમા ગુણ આદર.—એ દેશી. )

સમરૂં શ્રી અરિહંત સિદ્ધ સાધુ, ધર્મ જિન આણા મઝારજી,
ચારૂહિ મંગળ ઉત્તમ શરણો, હોજ્યો સદા સુખકારજી. ૧
પ્રણમુ તે ગુણવંત ત્રિકાળે, ત્રિકરણ મન વચ કાયજી,
ઋદ્ધિ સિદ્ધિ સુખ સંપતિ શાતા, નિત નિત દેવે સવાયજી. પ્ર. ૨
અતિત અનંત ચોવિશી વંદૂ, કેવળી અનંત અપારજી,
વર્ત્તમાન ચોવિશી સાહેબ, નામ કહું સુવિચારજી. પ્ર. ૩
ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદમ સુપાસજી,
ચંદ્રપ્રભુજીને સુવિધિ જિનેશ્વર, શિતળ દ્યો શિવવાસજી. પ્ર. ૪
શ્રી શ્રેયાસ વાસુપૂજ્ય વંદૂ, વિમળ અનંત ધર્મદેવજી,
શાંતિ કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત, નમિ નેમી કરૂં સેવજી. પ્ર. ૫
પારસ અને વર્દ્ધમાન જિનેશ્વર, એ ચોવિશ જિનરાયજી,
કર્મ ખપાઇ કેવળ પાઇ, મુક્તિ વિરાજ્યા જાય જી. પ્ર. ૬
જયવંતા સીમંધર સ્વામિ, યુગમંધર સુખકારજી,
બાહુ સુબાહુ એ સઉ વિચરે, જંબૂદ્વિ મઝારજી. પ્ર. ૭

સુજાત સ્વયંપ્રભુ ને ઋષભાનન, અનંતવીરજ જગભાણુજી;
શુરપ્રભ વિશાળ વજ્રંધર, ચંદ્રાનન ગુણખાણુજી. પ્ર. ૮
પૂરવ પશ્ચિમ ચાર ચાર જિન, ઘાતકીખંડ મઝારજી;
વિચરે ગામ નગર પુર પાટણ, કરતા પર ઉપકારજી. પ્ર. ૯
ચંદ્રબાહુ ભુજંગ ઇશ્વરજી, નેમિશ્વર શિવકંતજી;
વીરસેનને શ્રી મહાભદ્રજી, દેવજશજી જશવંતજી. પ્ર. ૧૦
વીશમા અજિત વિરજ જગનાયક, ચાર ચાર જિનરાયજી;
પુષ્કરાર્દ્ધમેં વિચરે સાહિબ, નામે નવનિધિ થાયજી. પ્ર. ૧૧
ઉત્કૃષ્ટપદે એકસો શિત્તેર, જઘન્યકેવળી કોડિ હોયજી;
ઉત્કૃષ્ટપદે પૃથકત્વ કોડિ તિનમેં, વર્ત્તમાન જે હોયજી. પ્ર. ૧૨
અષ્ટ ગુણાતમ પંદર ભેદે, સિદ્ધ સદા સુખકાર જી;
અલખ નિરંજન ભવદુઃખ ભંજન, સમરંતા સુખકાર જી. પ્ર. ૧૩
આચારજ અષ્ટ સંપદાધારક, વારક મિથ્યા ભર્મ જી;
ગુણ છત્રીશ ઇશ ચઉ તિરથ, દિપાવે જિનધર્મ જી. પ્ર. ૧૪
ઇંદ્રભૂતિ અગ્નિભૂતિ વાયુભૂતિ વંદૂ, વાયુભૂતિ ગુણવંતજી;
ચોથા વ્યક્ત સુધર્મા સ્વામિ, મંડિતજી જશવંત જી. પ્ર. ૧૫
મૌર્યપુત્ર અંકપતિ અચળ જી, મેતારજ ગુણધાર જી;
ઇગ્યારમા પ્રભાસજી વંદૂ, ચુમ્માળિસશેં પરિવાર જી. પ્ર. ૧૬
ચોવિશ જિનના ગણધર વંદુ, ચૌદશે બાવન જાણ જી;
ચૌદ પૂરવના ધારક સારા, પહોત્યા સહુ નિર્વાણ જી. પ્ર. ૧૭
ઋષભસેનાદિક સહસ્ર ચોરાશી, મુનિવર ગુણ ભંડાર જી;
ધીર વીર ગંભીર ગુણાતમ, નમતાં જય જયકાર જી. પ્ર. ૧૮
આરિસાભુવનમેં શ્રી ભરતેશ્વર, પાયા કેવળનાણ જી;
અનુક્રમે આઠ પટોધર ઇણ વિધ, પાયા પદ નિર્વાણ જી. પ્ર. ૧૯
બાહુબળિ મુનિવર મહા બળિયા, બારમાસી તપ ધ્યાન જી;
માન મેલીને પગ ઉઠાયો, પાયો કેવળજ્ઞાન જી. પ્ર. ૨૦
જૂઝ કરતાં પુત્ર અઠ્ઠાણું, શ્રી આદિશ્વર સ્વામિ જી;
સમજાઇ દિયો સંયમ તેહને, પહોત્યા તે શિવધામ જી. પ્ર. ૨૧

સગર મઘવા પટ્ખંડ ત્યાગી, ચક્રી સનતકુમાર જી,
રૂપ દેખવા સુર છળ કીધો, લીધો સયમભાર જી. પ્ર. ૨૨
પદ્માહરિષેણુ જય નામે ઋષિ, ચક્રી દસ ઋદ્ધિ છોડ જી,
સમ દમ ઉપશમ ધીર ગુણાગર, કર્મબંધન દિયા તોડ જી. પ્ર ૨૩
અચળ વિજય ભદ્ર ઋષિ વંદુ, સુભદ્ર મુનિ ઋષિરાય જી,
સુદર્શન આનંદન નંદન, રામ ગયા શિવમાય જી. પ્ર. ૨૪
હળધરને બળભદ્રજી પહોત્યા, પંચમ સ્વર્ગ મઝાર જી,
ઉત્તમ પુરુષ એ પુણ્યપ્રતાપી, વળી કહુ અંતગડનુસાર જી. પ્ર. ૨૫
આર્દ્રકુમાર મહા બુદ્ધિવંતા, જીત્યા મહા પંચવાદ જી,
સંયમ પાળી શિવપદ પાયા, જિન આણા મરજાદ જી. પ્ર. ૨૬
ઉદયપેઢાળ પુત્રે કરી ચર્ચા, ગૌતમસ્વામિશું જાય જી,
કુમારપુત્તિયા નામ લેઈને, સૂત્ર સૂયગડાંગની માંય જી. પ્ર. ૨૭
દશ દશાંગ ત્રીજે અંગ ચાલ્યા, કહ્યા તિહાં મુનિવર નામ જી,
તે સહુ શિવગામી ગુણધામી, કીધા ઉત્તમ કામ જી. પ્ર. ૨૮
સૂત્ર સમવાયાંગમાંહી પ્રકાશ્યા, નામ કેઈ પ્રસિદ્ધ જી,
ગણધર મુનિવર ચૌદ પુરવધર, નામ લિયા ઋદ્ધિ સિદ્ધિ જી. પ્ર. ૨૯
પિંગળ નામ નિયંઠે પૂછયા, પ્રશ્ન પંચ રસાળ જી,
ખંધક સન્યાસી સુણી તતક્ષણ, વીર પાસે ગયા ચાલ જી. પ્ર. ૩૦
સંશય નિવર્ત્યો સંયમ લીધો, કીધો તપ શ્રીકાર જી,
અણસણધારી સ્વર્ગ બારમે, થયા એક અવતારિ જી, પ્ર. ૩૧
વીર જિનેશ્વર તાત વખાણુ, ઋષભદત્ત ગુણધાર જી,
શેઠ સુદર્શન રાજ ઋષિશ્વર, ધન્ય ગાંગેય અણગાર જી પ્ર. ૩૨
એ ચારે રુષિ મુગતે પહોત્યા, ધન ધન ભગવંત માત જી,
દેવાનંદા ધન સતિ જયંતી, પૂછયા પ્રશ્ન વિખ્યાત જી. પ્ર. ૩૩
વીર પ્રભુજીની નંદની વંદુ, સતિ સુદર્શના જાણુ જી,
દિક્ષાધારી કર્મ નિવારી, પાઈ પદ નિર્વાણ જી, પ્ર ૩૪
પંચમી પડીમા કાર્તિક શેઠે, ધારી તિણુ સો વાર જી.
તાપસ ખીર જમ્યો મ્હોરાપર, જાણ્યો અથિર સંસાર જી. પ્ર. ૩૫

સહસ્સ અષ્ટોત્તર ગુમાસ્તા સાથે, આદર્યો સંયમભાર જી;
શેઠ થયા શક્રદ્ર સૌધર્મે, જાશે મોક્ષ મઝાર જી. પ્ર. ૩૬
સોળા દેશ તજી સંયમ લીધો, દિયો ભાણેજને રાજ જી;
કરી ક્ષમા ધન્ય રાય ઉદાઈ, સાંધ્યાં આતમ કાજ જી. પ્ર. ૩૭
ગંગદત્ત આણંદ કોસળઋષિ રોહા, સુનક્ષત્ર નામ અણગાર જી;
સર્વાનુભૂતિ આરાધક થઇને, પહોત્યા સ્વર્ગ મઝાર જી. પ્ર. ૩૮
તિહાંથી ચવિને મુક્તિ સિધાશે, ઇત્યાદિક અણગાર જી;
નામ ઠામ તપ જપનો વર્ણન, વિવાહપન્નતિ મઝાર જી. પ્ર. ૩૯
ધારણિ સુત શ્રેણિક નૃપ નંદન, ધન ધન મેઘકુમાર જી;
આઠ અંતેઉરિછિનમેં છોડી, ત્યાગ દિયો સંસાર જી. પ્ર. ૪૦
ગુણરત્ન ભિક્ષુ પડિમા તપ, અંતે અણસણ કીધ જી;
વિજય વિમાનમેં જાઇ બિરાજ્યા, હોશે વિદેહમેં સિદ્ધ જી. પ્ર. ૪૧
બત્રીશ નારી તજી રંભાશી, ધન થાવચ્ચા કુમાર જી;
નેમિ પ્રભુપેં સંયમ લીધો, સહસ્સ પુરૂષ પરિવાર જી. પ્ર. ૪૨
થાવચ્ચા મુનિશું ચર્ચા કીધી, શુકદેવ સંન્યાસી જાણ જી;
એક સહસ શિષ્ય સાથે સંયમ, લીધો ગુણનિધિ ખાણ જી. પ્ર. ૪૩
પંથકાદિક પરધાન પાંચશેં, શેલક રાયની લાર જી;
અઢાઇ સહસ્ર પુંડરગિરિ સિદ્ધા, ધન્ય જેહના અવતાર જી. પ્ર. ૪૪
રયણાદેવીની શિખ ન માની, રત્નદ્વિપશું આય જી;
સંયમ લીધો ચંપાનગરી, જિનપાલિત મુનિરાય જી. પ્ર. ૪૫
તીન ધન્નાચે ધાર્યો સંયમ, સુગુરુ સ્થિવરની પાસ જી;
તીનું પ્રથમ સ્વર્ગે સિધાયા, મહાવિદેહ શિવવાસ જી. પ્ર. ૪૬
છએ મિત્ર મલ્લિ જિનવરના, મહાબળાદિક ગુણવંત જી;
ગણધર પદ ગ્રહી મુકિત બિરાજ્યા, થયા સિદ્ધ ભગવંત જી. પ્ર. ૪૭
સુબુદ્ધિ પ્રધાનજીયે ભલિ વિધે, પાણી પરચો બતાય જી;
જિતશત્રુ નૃપનો ભર્મ મિટાયો, દોઇ ગયા શિવમાંય જી. પ્ર. ૪૮
તેતળી મુનિવર ગુણના દરિયા, પોટિલા દિયો પ્રતિબોધ જી;
કેવળ પામી મુક્તિ બિરાજ્યા, તજિયો સકળ વિરોધ જી. પ્ર. ૪૯

યુધિષ્ઠિર અર્જુન ને ભીમજી, સહદેવ નકુલ અણગાર જી,
માસ માસ તપ અભિગ્રહ કીધો, નેમિ વદન સુવિચાર જી. પ્ર. ૫૦
હસ્તિનાપુર ગોચરી કરતા, નેમિતણું નિર્વાણ જી;
સુણિને પાંડવ પાંચ સેત્રંજે, સંથારો કિયો જાણ જી પ્ર ૫૧
દોય માસ સંલેષણા સિદ્ધા, શ્રમણી દ્રૌપદી સોય જી,
સંયમ પાળી સ્વર્ગ પંચમે, એકાવતારી હોય જી. પ્ર. ૫૨
ધર્મઘોષ શિષ્ય ધર્મરુચિ જી, કિડિયો પર કરુણા આણ જી,
કડવા તુંબાનો આહારજ કીધો, ખીર ખાંડ સમ જાણ જી. પ્ર. ૫૩
ક્ષણ અંતરમેં વેદના પ્રગટી, ઋષિ સમતા મન ધારજી,
સર્વાર્થસિદ્ધમેં જાય બિરાજ્યા, ચ્યવિ ગયા મુક્તિ મઝાર જી. પ્ર. ૫૪
કુંડરિક ભાઈને ઠગીઓ જાણી, પુંડરિક સંયમ ધાર જી,
સર્વાર્થસિદ્ધ લિયો તીન દિવસમે, ધન્ય જેહનો અવતાર જી. પ્ર. ૫૫
સુવ્રતાદિક શ્રમણી મહાસતિયો, પાળી પ્રભુની આણ જી,
તે વર્ણન ભિન્ન ભિન્ન કરી દેખો, જ્ઞાતા અંગ પ્રમાણ જી. પ્ર ૫૬
ગૌતમ સમુદ્ર સાગર અને ગંભીર, થિમિતને અચળકુમાર જી,
કપિલ અક્ષોભ પ્રશ્નસેનને વિષ્ણુ, અક્ષોભ સાગર જશધાર જી. પ્ર. ૫૭
સાગર સમુદ્ર હેમવંત નામે, અચળ ધરણ ગુણવંત જી,
પૂરણ અભિચંદ્ર એહ અઢારા, ભ્રાતા જાણો સંત જી પ્ર. ૫૮
અંધક વિશ્નુ સુત ધારણિ અંગજ, આઠ અંતેઉરિ મેલ જી,
નેમિ સમિપે લીધો સયમ, કરી મુગતિમે સહેલ જી. પ્ર. ૫૯
વસુદેવ સુત દેવકી જાયા, અનેકસેન અનંતસેન જી,
અજિતસેન અણિહયરિપુ નામે, દેવસેન શત્રુસેન જી. પ્ર. ૬૦
સુલસા ઘર વધિયા છ બંધવ, બત્રીશ બત્રીશ નારી જી;
તજીને નેમિ પ્રભુપે સયમ, લેઈને છઠ્ઠ છઠ્ઠ ધાર જી. પ્ર. ૬૧
પૂરવધારી કર્મ નિવારી, પહોત્યા મોક્ષ મઝાર જી,
વસુદેવ સુત ધારણિ અંગજ, સારણ થયા અણગાર જી. પ્ર. ૬૨
ગજતાળવ જિન કોમળ કાયા, ધન ધન ગજ સુકુમાલ જી,
વસુદેવ સુત દેવકી અંગજ, છોડયો જગ જંજાળ જી. પ્ર. ૬૩

એકાકી સમશાનમાં જાઈ, ઊભા ધ્યાન લગાય જી;
સસરે દેખી રીસે ભરાણો, માટીની પાળ બનાય જી. પ્ર. ૬૪
ધગધગતા બહુ ખેરના ખીરા, મેલ્યા ઋષિને શિશ જી;
મહા વેદના સહિ સમપરિણામે, મુકિત ગયા તજિ રીસ જી. પ્ર. ૬૫
સુમુખ દુમુખ વળી ઉવયકુમર, દારૂણ અનાદૃષ્ટિ જાણુ જી;
જાળી મયાળી ઉવયાળી ઋષિ, પુરુષસેન વખાણુ જી. પ્ર. ૬૬
વારિષેણ પ્રદ્યુમ્ન ઋષિ શાંબ, અનિરુદ્ધ વૈદર્ભિ નંદ જી;
સત્યનેમિ દૃઢનેમિ એ સબ, પામ્યા શિવસુખ કંદ જી. પ્ર. ૬૭
પદ્માવતી ગૌરી ગંધારી, લક્ષ્મણા સુસુમા નાર જી;
જાંબુવતી સત્યભામા રુકિમણિ, કૃષ્ણ રામા સુવિચાર જી. પ્ર. ૬૮
મૂળસિરિ મૂળદત્તા શ્રમણી, શાંબકુમારી નાર જી;
દશે સંયમ કેવળ લેઇ, પહોત્યાં મુકિત મઝાર જી. પ્ર. ૬૯
મક્કાઇ કિંકમ ઋષિ મ્હોટા, ધન્ય અર્જુન અણગાર જી;
સંયમ લેઇ ક્ષમા હદ ધારી, છઠ્ઠ છઠ્ઠ તપ લિયો ધાર જી. પ્ર. ૭૦
છ માસામેં કર્મ ખપાઈ, મુકિત ગયા ગુણવંત જી;
કાસવ ક્ષેમ ધિતિધર હિતકર, કૈલાસ હરિચંદ સંત જી. પ્ર૦ ૭૧
વારત સુદંસણ પરણભદ્ર, સુમનભદ્ર સુપ્રતિષ્ટ જી;
મેઘ અઇમુત્તા અલખ એ સોળા, પાયા પદવી શ્રેષ્ઠજી. પ્ર૦ ૭૨
નંદાદિક તેર પટરાણી, વીર જીણંદ ઉપદેશ જી;
કેવળ પાઇ મુક્તિ સિધાઇ, પાઈ અવિચળ યશ જી. પ્ર. ૭૩
કાળિયાદિક દશ શ્રેણિક રાણી, સુણિયો પુત્ર વિયોગ જી;
મહા તપધારી કર્મ નિવારી, મેટ દિયા સબ રોગ જી. પ્ર. ૭૪
એ નેવું સહુ અંતગડ સિદ્ધા, અંતસમે કેવળ પાય જી;
અંતગડસૂત્રમેં વર્ણન જાણો, જપતાં સૂખ સવાય જી. પ્ર. ૭૫
શ્રેણિક સુત ધન જાળી મયાળી, ઉવયાળી પુરુષસેન જી;
વારિષેણ દીર્ઘષેણ લહુદંત, ગૂઢદંત સબ જગસેન જી. પ્ર. ૭૬
વિહલકુમર અભયાદિક ત્રેવિશ, શ્રેણિક સુત ગુણધામ જી;
અનુત્તરવિમાન ગયા સહુ ઋષિ જી, ચવિ જાશે શિવઠામ જી. પ્ર. ૭૭

બત્રીશ રભા તજી ધન કોડિ, ધન ધન્નો અણગાર જી,
છઠ્ઠ છઠ્ઠ તપ નિરંતર કરણી, આયંબિલ ઉચ્છિત આહાર જી. પ્ર ૭૮
ચૌદ સહસ્ત્ર મુનિશ્વરમાહી, શ્રેણિક આગે સ્વામિ જી,
કહે દુક્કર દુક્કર તપધારી, શમ દમ ઉપશમ ધામ જી. પ્ર. ૭૯
સુનક્ષત્ર ઋષિદાસજી પેઢગ, રામપુત ચંદિમા નામ જી,
મૂઢમાષ્ટ પેઢાળપુત્ર ઋષિ, પોટિલ વિહલ અભિરામ જી. પ્ર. ૮૦
ધન્નાની રીતે એ નવ હી, કરી કરણી શ્રીકાર જી,
અનુત્તરોવવાઇ સૂત્રની માહી, દાખ્યો છે વિસ્તાર જી. પ્ર. ૮૧
ધન્ય સુબાહુ ભદ્રનંદી ઋષિ, સુજાત સુવાસવ ધીરજી,
જીનદાસ ધનપતિ મહાબળજી, ભદ્રનંદી ગંભિર જી. પ્ર. ૮૨
મહચંદ વરદત્ત એ દશ મુનિવર, પૂરવ દાન પ્રભાવ જી,
ઋદ્ધિ સંપતિ પાયા અતિસુંદર, સંયમ લીધો ચિત્ત ચાવ જી. પ્ર. ૮૩
કેઇક તિણુ ભવ મુગતિ સિધાયા, કેઇ પંદર ભવ ધારજી,
મુગતિસિરિ વરશે વડભાગી, સુખવિપાક અધિકાર જી. પ્ર. ૮૪
પઉમાદિક દશ શ્રેણિક પૌત્રો, વીર જીનેશ્વર પાસ જી,
દિક્ષા લેઇ સ્વર્ગ સિધાયા, પામશે અવિચળ વાસ જી પ્ર. ૮૫
નિષધાદિક બળભદ્રના નંદન, બારે હી ગુણવંત જી,
પચાસ પચાસ ત્યાગી અંતેઉરિ, સર્વાર્થસિદ્ધ પહુંત જી. પ્ર. ૮૬
સૂત્ર નિરયાવળિકાની માંહી, ભાખ્યા ભાવ જિણંદ જી,
એકાવતારી છે ઋષિ સારા, ટાળશે ભવદુખ ફંદ જી. પ્ર ૮૭
દો માસા સુવર્ણકી ઇચ્છા, આઈ તૃષ્ણા અપાર જી,
સમતાથી કેવળપદ પાયા, ધન્ય કપિલ અણગાર જી પ્ર. ૮૮
ધન્ય વળિ નમિરાજ ઋષિશ્વર, ત્યાગી રમણી હજાર જી,
ઇંદ્રશુ પ્રતિઉત્તર કીધા, પાયા ભવજળ પાર જી. પ્ર. ૮૯
હરિકેશી ચિત્તમુનિ ગુણસાગર, સંજયતિ ઋષિરાય જી,
ગર્દભાળી દત્રીગજઋષિ ધન્ય, દશાર્ણભદ્ર કહાય જી પ્ર. ૯૦
કર કંડુ દુમુહ નમિરાજા, નિગ્ગઇ રાય એહ ચાર જી,
એક સમય ચઉ સંયમ ધાર્યો, એક સમય ભવપાર જી. પ્ર. ૯૧

મહાબળ મૃગાપુત્ર મુનિશ્વર, મુનિ અનાથી જાણુ જી;
સમુદ્રપાળ પ્રતિપાળ દયા નિધિ, રહેનેમી ઉજમાળ જી. પ્ર. ૯૨
કેશી ગૌતમ ચર્ચા કીધી, જય વિજયઘોષ રસાળ જી;
ગર્ગાચારજ ઉત્તરાધ્યયને, મેટયો શિષ્ય જંજાળ જી. પ્ર. ૯૩
ધન્ના શાળિભદ્ર ઋષિ જોડી, તડાકે તોડયો નેહ જી;
માસ માસ તપ ધારણુ કીધો, ત્યાગી મમતા દેહ જી. પ્ર. ૯૪
આઠ અંતેઉરિ રાતે પરણ્યા, સોનૈયા નવાણું કોડ જી;
દિન ઉગ્યે લિયો સંયમ ભાવે, પાંચશેં સત્તાવીશ જોડ જી. પ્ર. ૯૫
ઢંઢણુઋષિ લિયો અભિગ્રહ દુક્કર, ચૂરયાં કર્મ કરૂરજી;
ખંધકઋષિની ખાલ ઉતારી, ક્ષમા કરી ભરપૂર જી. પ્ર. ૯૬
ખંધકઋષિના સિષ્ય પાંચશેં, પિલ્યા ઘાણીમાંય જી;
ક્ષમા કરી કેવળપદ પાયા, મુગતિ ગયા મુનિરાય જી. પ્ર. ૯૭
સ્થૂળભદ્ર અરણિક સિજ્જંભવ, શ્રી જિન આજ્ઞામાંય જી;
વરત્યા વરતે તે સહુ મુનિવર, સુણુતાં પાતક જાય જી. પ્ર. ૯૮
મરુદેવી ગજહોદ્દે પામ્યાં, નિર્મળ કેવળજ્ઞાન જી;
બ્રાહ્મી સુંદરી ચંદનબાળા, ધ્યાયું શુકલધ્યાન જી. પ્ર. ૯૯
રાજિમતી દ્રૌપદી સુભદ્રા, સિતા કૌશલ્યા જાણુ જી;
મૃગાવતી અંજના મૃગલેખા, મલયા શિળની ખાણુ જી. પ્ર. ૧૦૦
ચેલણા સુજયેષ્ટા શિવા કુંતિ, મયણુરેહાદિક જેહ જી;
સંકટ પડતાં શિળજ રાખ્યું, આણ્યો સંયમ નેહ જી. પ્ર. ૧૦૧
ઈણુ ચોવીશીમાંહી જિનના, મુનિવરનો પરિવાર જી;
લાખ અઠ્ઠાવીશ ઉપર જાણો, અડતાળીશ હજાર જી. પ્ર. ૧૦૨
શ્રી જિનવરના શાસન માંહી, કેવળી થયા અપાર જી;
સાધુ સાધવી થયા અસંખ્યા, નામ થકી જયકાર જી. પ્ર. ૧૦૩
જઘન્યપદે હોય સહસ્ર કોડી, ઉત્કૃષ્ટ પૃથક્ સહસ્ર કોડ જી;
વર્ત્તમાન જે વર્ત્તે મુનિવર, જગ માયા સબ છોડજી. પ્ર. ૧૦૪
પંચ ભરત પંચ ઐરાવત જાણો, પંચ મહાવિદેહ મઝાર જી;
અઢીદ્વિપમાંહી જે વર્ત્તે, સત્તાવીશ ગુણુ ધાર જી. પ્ર. ૧૦૫

તપ જપ સાધે કર્મ આગધે, બાળક વળી વૃદ્ધ સંત જી,
મમતા ટાળે સમતા આલે, પાળે સંયમ ખંત જી. પ્ર. ૧૦૬
એહવા મુનિના જે ગુણ ગાવે, સુખ જયણા સુવિચાર જી,
પાપ પલાવે સંપતિ આવે, કાટે કર્મનો ખાર જી. પ્ર. ૧૦૭
ઇમ જાણી ભવિયણ નિત ભણજ્યો, થાવે શુદ્ધ પરિણામ જી,
ઓગણીસે સાડત્રીશ, મહા વદી આઠમ, ત્રિલોકઋષિ કિયા
ગુણગ્રામ જી. પ્ર. ૧૦૮
અધિકો ઓછો જે જોડાણો, મિચ્છામિદુક્કડ મોય જી,
પંચ પરમેષ્ટિ શરણો સુજને, મન વંછિત ફળ જોય જી,
પ્રણમુ તે ગુણવંત ત્રિકાળે. ૧૦૯

કળશ.

અરિહંત સિદ્ધ આચાર્ય ત્રીજા, ઉપાધ્યાય અણગાર એ,
મતિશ્રુત ઋષિ અવધિજ્ઞાની, મન પર્યવ સુખકાર એ.
કેવળજ્ઞાની લબ્ધિ ધારક, ચારિત્ર પચ પ્રકાર એ,
તિલોકઋષિ કહે વત્યો વર્ત્તે, વંદું વારવાર એ
સદા દેજ્યો શિવસુખ સાર એ. ૧૧૦

---

# कलावतिनी सज्झाय.

નગરી કોસંબીનો રાજારે જાણો, નામે જયમીઘ રાય,
બેન ભણી બેરખડા મોકલીઆ, કરમે તે ભાઈ ના કહેવાયરે—
કલાવતિ સતીરે શીરોમણી નાર. ૧
પહેલીને રેણે રાજા મહોલે પધાર્યા, પુછે બેરખડાની વાત,
કહોને સ્વામી બેરખડા કોને ઘડાવ્યા, સરખી ના ગખી હોય નારરે—
કલાવતિ. ૨
બીજીને રેણે રાજા મહોલે પધાર્યા, પુછે બેરખડાની વાત,
કહોને બેરખડા તમને કોણે મોકલીઆ, નહિ શીયળવંતી નારરે.
કલાવતિ. ૩

ઘણું રે જીવો જેણે બેરખડા મોકલીઆ, અવસર આવ્યોરે જેહ;
અવસર જાણીને બેરખડા મોકલીઆ, તે મેં પહેર્યો છે હાથરે.
કલાવતિ. ૪

મારે મન એહને એને મન હુંય; અવસર આવ્યોરે જેહ;
રાત દિવસ મુજ હઈડે ન વીસરે, દીઠડે પ્રેમ આનંદરે.
કલાવતિ. ૫

તેણે અવસરે રાજા રોષે ભરાણો, તેડાવ્યા સુભટ બેચાર;
સુકી નદીમાં છેદનીઆ કરાવોને, કર કાપી લાવો આંહીરે.
કલાવતિ. ૬

સુકી નદીઓમાં લે રડે જાય, વૃક્ષ નવ પલ્લવ થાય;
કર નવા આવે ને પુત્ર ધવરાવે, શીયળ તણે શું પસાયરે.
કલાવતિ. ૭

બેરખડાં વાંચીને મનમાં વીમાસે, મેં કીધોરે અકાજ;
વીણ અપરાધે મેં છેદનીઆ કરાવ્યા, હઈડે ન વીમાસી વાતરે.
કલાવતિ. ૮

તેણે અવસરે રાજા ધાન ન ખાયને, મોકલ્યા સુભટ બેચ્યાર;
વનમાં જઈને ખબર કઢાવો, જો આવે શીયળવંતી નારરે.
કલાવતિ. ૯

તેણે અવસરે શ્રી મહાવીર પધાર્યા, પુછે પરભવની વાત;
કહોને પ્રભુજી મેં શા કીધાં પાપ, તે ઉદય આવ્યા છે મુજ આજરે.
કલાવતિ. ૧૦

તું હતી બાઈ રાજાની કુંવરીને, એહતો સુડલાનો જીવ;
તેણે અવસરે એહની પાંખ છેદાવી, તે ઉદે આવ્યા છે આજરે.
કલાવતિ. ૧૧

તમે તમારી વસ્તુ સંભાળોને, અમે લઈશું સંજમ ભાર;
દીક્ષા લીધી શ્રીમહાવીરજીની પાસે, પહોંચ્યા મુક્તી મોઝારરે.
કલાવતિ. ૧૨



## प्रतिक्रमणनी सज्झाय.

કેર પડીકમણુંરે ભાવશુ, દોય ઘડી શુભ ધ્યાન લાલરે,
પરભવ જાતા જીવને, સંબલ સાચું જાણુ લાલરે. કર. ૧
શ્રી મુખ વીર ઇમ ઉચ્ચરે, શ્રેણીક રાય પ્રત્યે વાણુ લાલરે,
લાખ ખાડી સોના તણી, દીએ દીન દીન પ્રત્યે દાન લાલરે કર. ૨
લાખ વરસ લગે તે વળી, એમ દીએ દ્રવ્ય અપાર લાલરે,
એક સામાયકને તોલે ના આવે, તેહ લગાર લાલરે. કર. ૩
સામાયક ચઉવીસંથો ભલુ, વંદના દોય દોય વાર લાલરે,
વ્રત સંભાળોને આપણા, તે પાળો નિરતિચાર લાલરે કર. ૪
કર કાઉસગ શુભ ધ્યાનનો, પચખાણુ શુદ્ધ વીચાર લાલરે,
દોય સધ્યાએ તે વળી ટાળો, ટાળો અતિચાર લાલરે. કર. ૫
સામાયક પ્રભાવથી લઇએ, અમર વિમાન લાલરે,
ધર્મસિહ મુની એમ ભણે, એ છે મુક્તિ નીદાન લાલરે. કર. ૬

## प्रतिक्रमणनी सज्झाय.

પંમ પ્રમાદ તજી પડીકમણું, સાજ સવારે કીજે,
અરિહત સિદ્ધ સતગુરૂની સાખે, પાપ આળોવણુ કીજે.
સંગે કરમ ન રંગ હો રાજ, પડીકમણું મન ચંગે. ૧
જ્ઞાન અક્ષર ઓછો અધિકો, કાનો માત્રા ભાખ્યો,
જીન શાશનમા શંકા કંખા, મીથાત્વ મનમા રાખ્યો. સગે. ૨
જીવ છકાયનો આરભ સમારભ, તીવ્ર પરિણામે કીધો,
ક્રોધ કષાય કરી જુઠુ બોલી, અદત્તા દાનજ લીધો. સંગે. ૩
પરસ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ધન લોભે લલચાયો;
દશે દીશાની અધકી રાવઇ, ખાવણુ પીવણુ રાચ્યો. સંગે. ૪
કરમા દાણી અનર્થો દડે, સામાયક શુદ્ધ ન આવે,
દીસાવગાસિક વ્રત આઠમ પાખી, પોષો ભલો મન ભાવે. સંગે. ૫
જમવા વેળા જમવા બેઠો, સાધુ ચિંતવણા વીસરીઓ;
સલેખણા તપ વીર્ય ભાખ્યો, એકમો ચોવીશ દોષે ભરીયો. સંગે. ૬

જાણે અજાણે જે પડીકમશે, કરમે હળવો થાશે;
વરૂણ નાગ નટવાને દ્રષ્ટાંતે, તે ભવસાગર તરશે.　　સંગે. ૭
સામાયક પોષો પડીકમણું, આસ્થા સહિત જે કરશે;
નવા નગરમાં મુની તેજસિંહ ભાખે, તે ભવસાગર તરશે.　સંગે ૮

## उपदेशीक सज्ञाय.

આદીશ્વર મ્હારી અરજીરે દેવ દયાળુ,
મહાવીર તુંજ માયાળુરે દેવ દયાળુ;
ચઉગતીની માંહી દોટ દડાની પેરે ફરીઓ,
કદી ઠામ ન એકે ઠરીઓરે દેવ દયાળુ.　૧
થાવરની માંહી થીર થઇને થપાણો;
કહોવાડે અંગ કપાણોરે દેવ દયાળુ.　૨
નરકગતિમાં પરમા ધામીને વશ પડીઓ;
જુલમી જમને હાથે ચઢીઓરે દેવ દયાળુ.　૩
નીગોદની માંહે નીરગમ્યો કાળ અનંત,
ક્ષીણ સુખ નહિ જ્યાં ભગવંતરે દેવ દયાળુ.　૪
એમ અનંતા ભવ હું દુઃખડા પામું;
જીનવર જો મુજ સામુરે દેવ દયાળુ.　૫

## स्वारथनी सगाइ वीषे सज्ञाय.

નથી સાર જગતમાં કાંઇ, છે સ્વારથની સગાઇ,
નીજ પુત્ર કનકને માટે, આપ્યો અગ્ન હોમવા માટે,
એ અમર પીતા દુઃખદાઇ, છે સ્વારથની સગાઇ.　૧
ચુલણી બ્રહ્મદત્તની માએ, દીધી લાખ ભુવનમાં લાગ્યે;
નવ પુત્ર દયા દીલ લાવી, છે સ્વારથની સગાઇ.　૨
કોણીકે ક્રોધ જ દાખ્યો, બાંધી બાપ બંધનમાં નાંખ્યો;
દમે પુરવ વેર જગાઇ, છે સ્વાર્થની સગાઇ.　૩

મણી રથને જુગબાહુ ભ્રાતે, કીધી કામની કાજે ઘાતે,
બુદ્ધિવંત નીહાળ્યો ભાઇ, છે ૪
ભરત બાહુબળ આપે લડીઆ, બાર વરસ સંગ્રામ કરીઆ,
બાહુબળ પીઅ દીઓ છટકાઈ, છે. ૫
સુરીકતાએ સ્નેહ વીદાર્યો, વીપ દેઇ પીયુને માર્યો,
પ્રિય પ્રેમ દીઓ છટકાઇ, છે ૬
તેથી સ્નેહ કુપમા નવ પડીએ, ભવસાગર માહી રવડીએ,
કહે નાથ સ્નેહ દુખદાઈ, છે. ૭

---

## શીયળની સજ્ઝાય.

હ્યો વિષય થકી મનવાળી, છે શીયળ સદા સુખકારી,
જેથી દોહીલા દુઃખજ પામે, શીવરમણી સેજે પામે,
કહે પુરાણ એમ પોકારી, છે શીયળ સદા સુખકારી ૧
નારદને વખાણ્યો સત્રે, જેણે બાધ્યુ તીર્થંકર ગોત્રે,
જેથી પામે છે પરમ દુવારી, છે શીયળ. ૨
સુણી સીતાએ જનકની વાણી, જેણે પાવક કીધું પાણી,
હોઈ અમર તે જનક કુમારી, છે શીયળ ૩
સુદર્શન શીળવન્તો જાણી, જેને આલ દીધું અભયારાણી,
લીધો શુળી થકી ઉગારી, છે શીયળ. ૪
રાયે કળાવતિના કર કાપ્યા, શીળ દેવતાએ તતક્ષણ આપ્યા,
કરી માનુની મગળ માલી, છે શીયળ ૫
કુપજળ ચાલણીએ કાઢયુ, જેણે ચપાદ્વાર ઉઘાડયું,
ધન્ય સતી સુભદ્રા નારી, છે શીયળ ૬
મયણા તે મહા દુખ પામી, જેને મળ્યો દોહીઓ સ્વામી,
દીધાં સુખ જન હિતકારી, છે શીયળ ૭
ચદન બાળાની બધન ભાંગી, પ્રભુ પટે આવ્યા ચાલી,
ધન્ય સતિ એ બાળ કુમારી, છે શીયળ. ૮

તેથી શીયળ સમોવડ ન કોઇ, અમે વેદ પુરાણો જોઇ;
કહે નાથજી એમ નીરધારી, છે શીયળ. ૯

## पार्श्वनाथनी स्तुति.

જગપતિ કરજો સહાય મારી, મુજ સ્થિતી મહા દુઃખીઆરી.
છે કર્મ ભયંકર ભારી, જગપતિ કરજો સહાય મારી. ૧

સાખી.

પ્રભાવતિના પ્રિતમજી, વામાદેવી નંદ;
વણારસી નગરી વિષે, અશ્વસેન કુલચંદ.
મતિ શ્રુત અવધીને સાથે ગ્રહીને, તુમ જનમ્યા જય જયકારી;
તુમ મુરતી મોહનગારી, જગપતિ કરજો સહાય મારી. ૨

સાખી.

ક્ષમા ખડગ કરમાં ધરી, કરવા ઉત્તમ કામ;
કર્મ ખપાવી પામીઆ, શીવપુરી સુખધામ.
જ્ઞાન અનંત પ્રભુજી તમારૂં, પામેલ નહિ કોઇ પારી;
તુમ ગુણને જાવ બલીહારી, જગપતિ કરજો સહાય મારી. ૩

સાખી.

ચોર્યાશી લક્ષ ચોકમાં, ભટકયો ભુંડા હાલ;
સમકિતની શ્રદ્ધા વિના, થયા અનંતા કાળ.
શોધ્યું નહિ મેં કર્મ સ્વરૂપને, છે ગતિ કર્મની ન્યારી;
ગોળી વાગે અણધારી, જગપતિ કરજો સહાય મારી. ૪

સાખી.

વીષય મધ્યે વળગી રહ્યા, કરીઆં કર્મ કઠોર;
જ્ઞાન બધું ભુલી ગયો, પ્રભુ તમારો ચોર.
અતિ અજ્ઞાને હું અનંત જનમથી, રખડીયો વારંવારી;
હું ગયો ખરેખર હારી, જગપતિ કરજો સહાય મારી. ૫

સાખી.

મહેર કરો મુજ ઉપરે, જાણી ફીકર ખાસ;
નમન કરી ના ન કહે, પુરો મુજ મન આશ.

આપ વિના પ્રભુ શરણાગત કોઇ, પ્રભુ લેજો મુજને તારી,
આ દાસ તુમારો ઘોરી, જગપતિ કરજો સહાય મારી. ૬

# अनिवार्य दशा.

કયા કરતા હય ગુમાન તું, જાના જરૂર હય.
રખ દીલમેં તેરે ભાન, જાના જરૂર હય કયા.
ચાર દીનકી ચાદનીમે, કયા બને મગરૂર,
દોલત દુનીયા છોડકે, જાના જરૂર હય. કયા. ૧
ફરમાન તું પ્રભુકા, પ્રેમ હે ઉઠા લે શિર,
કર રહેમ તુ ગરીબોપર, જાના જરૂર હય. કયા. ૨
અમીરી કે ફકીરીમે, દિલ રાખ તું સમાન;
છબીલી જોરૂ છોડ કે, જાના જરૂર હય. કયા. ૩
લછમન રહા ન રામ ન, રાવણ રહા ન ભીમ,
કાળ લે ગયા સભી, જાના જરૂર હય કયા. ૪
નિરધન અરૂ ધનવંત, ગુણવંત કે ગમાર,
જમકે સાથ ચલે ગયે, જાના જરૂર હય કયા. ૫
રહા ન કોઇ મંત્રસે, રહા ન કોઇ તંત્રસે,
સબ હાથ પસારે ચલે, જાના જરૂર હય, કયા. ૬
ભલા ભલાઇ કર ગયે, બેઠે પ્રભુકે પાસ,
તુભી કર ભલાઇ કો, જાના જરૂર હય. કયા. ૭
કર તેરે દીલકો સફા, મોકા અછા મીલા,
જિન ભક્તિસે શિવ પાયગા, જાના જરૂર હય. કયા. ૮

# म्हारी भावना.

સંસારના સહુ જીવને, શાંતિ મળો ભવ તાપથી,
અતિ પુણ્ય કાર્યે પગ ધરો, વિરમો દુ:ખદ સહુ પાપથી,
અપરાધી કો થાશો નહીં, નહીં કષ્ટ આપો કોઇને,

અત્યંત ઉરમાં હર્ષ ધારો, બંધુગણને જોઇને. ૧
નહીં કષ્ટ પામો કોઇ પણ, સહુ સુખના ભાગી બનો,
વિદ્વેષ ઉરથી પરિહરીને, આત્મવત્ સહુને ગણો;
ચાહો નિરંતર ચિત્તમાં, સહુ વિશ્વવાસી પ્રાણીને,
રાખો પરસ્પર સ્નેહને, બોલો મધુરી વાણીને. ૨
કરૂણા કરો કંગાળ પર, ઉપકાર બુદ્ધિ ઉર ધરો,
દુઃખીતણાં દુઃખ દુર કરવા, ચિત્તમાં ચિંતા ધરો;
અપકાર કો કરશો નહીં, અપકાર કરતા પર કદા,
કરશો ન ભુંડું કોઇનું, કરજો ભલું સહુનું સદા. ૩
માયા મૃષા ત્યાગો સહુ, ને ક્રોધ તૃષ્ણા પરિહરો,
ત્યાગો પ્રપંચો સર્વથા, નિજ ચિત્તમાં ઋજુતા ધરો;
નહીં વંચના કરશો કદી, નહીં ધૂર્ત્તતા કદી આદરો,
વિચરો અતિશય શ્રેષ્ઠ પંથે, ઉત્પથોને પરિહરો. ૪
કલ્યાણ ઇચ્છો વિશ્વનું, સહુ પ્રાણી પર મમતા ધરો,
સંતાપ સહુના પરિહરી, પરમાર્થનાં કાર્યો કરો;
નિજ સ્વાર્થ માટે અન્ય પર, નહીં દ્રોહ કિંચિત્ મન ધરો,
ત્યાગો પરસ્પર વૈર ને, આધિ અવરની અપહરો, ૫
નિજ કર્મનો ઉચ્છેદ કરવા, શુદ્ધ સંયમ આદરો,
નવ બ્રહ્મ ગુપ્તિ આચરો, દ્વાદશ પ્રકારે તપ કરો;
અંદર અને બાહિરતણી, સઘળી ઉપાધિ પરિહરો,
જડ મૂળથી સહુ કર્મને, ઉચ્છેદીને મુક્તિ વરો. ૬
અતિ શુદ્ધ શ્રદ્ધાથી પ્રભુ, શ્રી વીરની આણા વહો,
મિથ્યાત્વને વમો સહુ, સમ્યક્ત્વની શુદ્ધિ ગ્રહો;
વિષયાંધતા ધારો નહીં, દાસત્વ ઇંદ્રનું તજો,
છોડી અવર જંજાળને, શુદ્ધ ભાવથી પ્રભુને ભજો. ૭
ત્યાગો પરસ્પર ક્લેશને, ઇર્ષ્યા ન ધારો સર્વથા,
જોઈ અવરના કષ્ટને, ધારો સદા ઉરમાં વ્યથા;
નિંદા ન કરશો કોઇની, નિજ આત્મને નિંદો સદા,
નહીં દોષ દૃષ્ટિ ધારશો, રોશે ભરાઇને કદા. ૮

મિથ્યાભિમાની ના બનો, ધારો મહત્ત્વાકાંક્ષતા,
દ્વેષાગ્નિથી બળશો નહીં, ધારી હૃદયમાં શાંતતા,
રાખી સ્મરણમાં લક્ષ્યબિંદુ, મ્હાલજો સત્કાર્યમાં,
આચાર આર્યોના ચરો, ભળશો કદી ન અનાર્યમાં. ૯
આગ્રહ ન ખોટો ધારશો, સત્યાગ્રહી બનજો સદા,
શ્રીવીરના સિદ્ધાંતને, ઉરથી ઉતારો ના કદા;
ભવસિંધુથી તરજો સહુ, સિદ્ધિ ગતિને પામજો,
નિશદિન પ્રભુના ચર્ણમાં, નિજ શિશને સહુ નામજો. ૧૦

મુનિ કસ્તુરવિજય.

# उपदेशक दोहरा.

સુત વિત્ત સુદૃઢ સંપત્તિ, રંભા જેવી નાર,
અંત સમે આઘા ખસે, જ્યારે આવે કાળ. ૧
ગોખ ઝરૂખા બારિયો, મેડી સુંદર માળ;
અંત સમે આઘા ખસે જ્યારે આવે કાળ. ૨
માતાને ભગિની વળી, ભ્રાતા છે બહુ હાલ,
પણ સાથે નહિ આવશે, જ્યારે આવે કાળ ૩
આ પણ શોભે અતિ, મોટો જે છે માળ,
પણ સંગે નહિ આવશે, જ્યારે આવે કાળ. ૪
કાળચક્ર ફરતું ફરે, શીરપર મોટું સાલ,
તેમ કો નવ ઉગરે, જ્યારે આવે કાળ ૫
તૃષ્ણા રૂપી તારૂણી, જે છે જબરી ઝાળ,
મનના તો મનમાં રહે, જ્યારે આવે કાળ. ૬
પીપળ ખરતા પાનને, કુંપળ હસતા બાળ,
અમ વિતી તમ વિતશે, જ્યારે આવે કાળ. ૭
સિંહથકી તો સતગણી, માથે મોટી ફાળ,
પવન સપાટે પગ્વરે, જ્યારે આવે કાળ. ૮

રાજા રંક ફકીર તો, કરતા રહ્યા સંભાળ;
ખલક ખપરમાં ખપી જશે, જ્યારે આવે કાળ ૯

રામાને રડતી કરે, રડતાં મુકે બાળ;
સગાં સહોદર ઝુરશે, જ્યારે આવે કાળ. ૧૦

પંચ વિષયનું સુખ તો, દેણારૂપ દલાલ;
દલાલ દુઃખ દેખાડશે, જ્યારે આવે કાળ. ૧૧

વા'લાની વા'લપ જશે, વા'લા તજશે વા'લ;
નૂર દેહનું ઘટી જશે, જ્યારે આવે કાળ. ૧૨.

પંચ ભૂતનું પુતળું, લેશે મૂળ સંભાળ;
પડયું રહે સૌ તાહરૂં, જ્યારે આવે કાળ. ૧૩.

સ્નેહ સંબંધનો ત્રુટતાં, ઝાંખી થાશે ઝાળ;
દેહ નગર અળખામણું, જ્યારે આવે કાળ. ૧૪.

મોહ મમતને છોડીને, ભજ ભાવે અરિહંત;
સુરઈંદુ નિશ્ચય કહે, એથી શુભ તુજ અંત. ૧૫.

અમીચંદ કરશનજી શેઠ.

## સુજ્ઞ જૈન બંધુઓ પ્રત્યે વિજ્ઞપ્તિ.

ગઝલ ( કવ્વાલી ).

અરે ઓ જૈન બંધુઓ, વિચારી ખેદ થાયે છે;
હતી જે પૂર્વની સ્થિતિ, કહોને કયાં જણાયે છે? ૧
નિહાળો ચક્ષુથી પ્યારા, દીસે અવનત દશા કેવી;
અરે જે સ્હેજ પણ લખતાં, કલમ કંપે અહા તેવી. ૨
શ્રીમંતો આગ ગાડીમાં, ફરે છે મસ્ત થઈ જ્યાં ત્યાં;
અરે બંધુ ફરજ જે છે, કોમ પ્રત્યે તે વિસારો કાં? ૩
યુવાનો ફેશને ફસીયા, વૃદ્ધો અશક્તમાં ખપિયા;
કરે દરકાર ના કોઇ, લવલેશ માત્ર જે સુખિયા. ૪

અરે ઓ વીરના પુત્રો, નિરાશ્રિત પર દયા કરજો,
દીલાસો દઈ અરે પ્રિતે, દુખો તેઓ તણા હરજો. ૫
તમો ધનવાન જો હો તો, કરો ધનથી અહીં સેવા,
તમો જો હો વિચારક તો, વિચારોથી કરો એવા ૬
તમો વિદ્વાન જો હો તો, કરો વિદ્યાથકી સેવા,
યથાશક્તિ કરો સેવા, યથાશક્તિ કરો સેવા ૭
અપીલ આ નમ્ર ઉર ધારી, મદદ બનતી પ્રીતે કરજો,
દુઃખી હૃદયો તણી આશીષ, કરી સત્કર્મ મેળવજો. ૮

પ્રભાકર.

# क्षमा अष्टक.

( પરમ ગુરૂ ! જૈન કહો કયું હોવે ? ) એ રાગ

સુગુણ નર ! [1]નારી ભવોદધિ તારે,
સહનશીલ અડગ પ્રિય અંતર, ટકતા કાર્ય સુધારે. સુગુણ નર૦
(એ ટેક)
પત્નિ સુધર્મી ગણી મહિયલ પર, ધરીયે સુખ ક્ષમામાં,
છેદન તાડન તર્જન સમયે, ચેતન કરમે દબામા. સુ૦ ૨
વિષવેલી સમ જાણો ચેતન, ગુણ સંસારી રમામા,
સ્વપ્ન સમાન ક્ષણિક બાજીમાં, ચતુર થઈ ભરમા મા. સુ૦ ૩
પ્રસન્નચંદ્ર રાજર્ષિ ધ્યાનાતર, દુર્ગતિ દળીયા બાંધે,
સાવધ થઈ પસ્તાય ક્ષમાથી, ક્ષણમા કારજ સાધે. સુ૦ ૪
સાકર સરસપણું ન તજે કદી, સોમલ ઝેર ન ત્યાગે,
થાય પ્રકાશિત કાંતિ પ્રમાગી, હેમ હુતાશન આગે. સુ૦ ૫
દૂષણ પ્રકાશ કરે સહુ દુશ્મન, તોપણ ધીરજ ધારે,
ગાળ દીધે તપી જાય નહી તન, રહત ક્ષમા તસ લારે સુ૦ ૬

૧ નારી-ક્ષમારૂપી નારી જાતિ છે

થાય ફજેત અસત્યપણાથી, દુશ્મન આખર ઘાસે;
સત્ય પ્રકાશિત થાય રવિ જ્યમ, તિમિરતણું દળ નાસે. સુ૦ ૭
પૂર્ણ સમર્થપણું મળતાં પણ, જેહ ક્ષમા દિલ ધારે;
બલિહારી દુર્લભ તે જનની, આપ તરે પર તારે. સુ૦ ૮

દુર્લભજી વિ. ગુલાબચંદ મહેતા.

## उपदेशाष्टक.

( પરમ ગુરૂ ! જૈન કહો ક્યું હોવે ? ) એ રાગ.

ચતુર નર ! વાદ વધો ન વિરોધે,
હુંપદમાં હઠ ધારી રહેલા, સુધરે કિમ પ્રતિબોધે. ચતુર નર૦
( એ ટેક. )
વાદે ચડી વાવરતા વરે[2] વિત્ત, પુર સન્મુખ ચડે નદીએ;
જમણ વિશેષ જમત ચડી વાદે, તેહથી વાદ શું વદીએ ? ચ. ૨
અતિ વાચાળ વૃથા બડબડતા, મન અભિમાનમેં ઝુલે;
મિથ્યા વચણ શતવાર વદે પણ, પ્રાણ જતાં ન કબુલે. ચ. ૩
દુર્વકતા અતિ દીલ દુરાગ્રહ, ડરત નહિ કદી દોષે;
આવે કવણ પ્રકાશથી રસ્તે, ફરતા કાયમ રોષે. ચ. ૪
નિજ નિજ વાત તરફના વલણમાં, ખેંચત પુષ્કળ તાને;
સીમ તરફ શિયાળ વૃત્તિ જ્યાં, ગામ તરફ ગ્રહ્યું શ્વાને. ચ. ૫
અણસમજુ જનના અંતરના, સંશય સમજ્યે છૂટે;
પણ અધકચર્યા દુરાગ્રહીના, સંશય કહિયે ન ખુટે. ચ. ૬
સરલ સ્વભાવીતણા અંતરના, સંશય જ્ઞાની ભાગે;
કુટિલ જનો સમજે ન કદાચિત્, દ્વેષ હૃદયમાં જાગે. ચ. ૭
મુકત નહિ બચકું મંકોડો, કેડથી તોડી નાખે;
દુર્લભ નર ભવ હારે કુટિલ પણ, છોડત નહિ જે ભાખે. ચ. ૮

દુર્લભજી વિ૦ ગુલાબચંદ મહેતા

૨ જમણવારે.

# આ વિશ્વ ક્ષણભંગુર છે.

## હરિગીત છંદ

ઠંડી ઋતુ વ્હાલી હતી પળવારમા ચાલી ગઇ,
ને ગ્રીષ્મનું સામ્રાજ્ય દેશ વિષે જરા સ્થાપી ગઇ,
વર્ષાઋતુથી ગ્રીષ્મનો અન્તે વિનાશ જ થાય છે,
રે ! રે ! પથિક જન જાણ તુ આ વિશ્વ ક્ષણભંગુર છે. ૧
સરિતા અને કાસાર મીઠા વારિના મન ભાવતા,
લીલા સુકોમળ વૃક્ષ વેલા શુષ્ક સર્વ બની જતા;
ગુલાબ જાસુદ મોગરો મો પુષ્પ કરમાઇ જાય છે,
રે ! રે ! પથિક જન જાણ તુ આ વિશ્વ ક્ષણભંગુર છે. ૨
દેવેન્દ્ર શ્રી વીતરાગને બે બાજુ ચામર ઢોળતા,
દેવેન્દ્ર થૈ છડીદાર પ્રભુની નેકી જે પોકારતા,
એવા પ્રભુ ચાલ્યા ગયા—અમર કહે જન કોણ છે,
રે ! રે ! પથિક જન જાણ તુ આ વિશ્વ ક્ષણભંગુર છે. ૩
સુવર્ણ રત્નજડિત સિંહાસન ઉપર બિરાજતા.
વાણી સુધામય સીંચી પ્રભુશ્રી ભાવિક જનને તારતા,
આયુ વધારી ના શકયા તો વ્યર્થ તારો ગર્વ છે,
રે ! રે ! પથિક જન જાણ તું આ વિશ્વ ક્ષણભંગુર છે. ૪
જે જે સ્થળે નૃપતિતણા નભસ્પર્શી પ્રાસાદો હતા,
તે તે સ્થળે આજે ઉકરડા ને સ્મશાનો ભાસતા,
નકશી કરેલા મંદીરો પ્રાચીનના કયા હાલ છે,
રે ! રે ! પથિક જન જાણ તું આ વિશ્વ ક્ષણભંગુર છે ૫
"ખમ્મા" કહી છડીદાર નૃપની નેકીઓ પોકારતા,
દશ દિશ જેના સૈનકો નૃપ વિજયધ્વજ ફરકાવતા,
તે રાયના કયા નામ કે નિશાન હાલ સુણાય છે,
રે ! રે ! પથિક જન જાણ તુ આ વિશ્વ ક્ષણભંગુર છે. ૬
જે રાયના મસ્તક વિષે મૌલિ અતિશય શોભતા,

ત્યમ સ્નેહીઓ એ કાળ તટ ઉપર જઇ વિખરાય છે,
રે ! રે ! પથિક જન જાણ તું આ વિશ્વ ક્ષણભંગુર છે. ૨૧
માટે મુસાફર મૂક મમતા, માન માયા મોકલી,
ચઢ સ્વર્ગની સીડી ગ્રહી સુવર્ણ સત્યની સાંકળી;
સુસંત સુંદર માર્ગ તુજને ધર્મનો બતલાવશે,
તે રે ! પ્રવાસી માર્ગમાં ચાલ્યા થકી સુખ આવશે. ૨૨

**સુંદરલાલ ડાહ્યાભાઇ શાહ.**
દાદાસાહેબની પોળ—અમદાવાદ.

---

# તપ વિષે સજ્ઝાય.

તપ વડોરે સંસારમાં, જીવ ઊજવળ થાયરે;
કરમ રૂપ ઇંધણ બળે, શીવપુર નગરી સીધાવેરે. તપ. ૧
તપથી રૂપ પાવે ઘણું, તપથી સુર અવતારરે;
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, પામે લબ્ધીજ ભારીરે. તપ. ૨
રાજા આદર દેવે ઘણો, ચાવે જાણે નીર જેમ ખીરરે;
લોક એણીપેરે કહે, ઇણશે તપસ્યામાં શીરોરે. તપ. ૩
તપશું રોગ દૂરે ટળે, વિઘન સહુ ટળ જાવેરે;
દેવતા સાહ્ય તપે કરે, ઘર લક્ષ્મી પણ આવેરે. તપ. ૪
અજ્ઞાનપણે તપસ્યા કરે, તોહી નિષ્ફળ ન જાવેરે;
જ્ઞાન સહિત તપસ્યા કરે, તેનો પાર ન આવેરે. તપ. ૫
કરે એક નકારશી, સો વરસ નરકના છુટેરે;
બાંધે આયુષ્ય દેવનું, શ્રી જીનવર એમ ભાંખેરે. તપ. ૬
ખરો ખજાનો તપ માલકો, કોઈ પુણ્યવંત ઝાલેરે;
ચાલ્યો જાય દેવલોકમાં, જાતાં કોઇ ન વારે રે. તપ. ૭
પોતે તો તપ પુરો હુવે, સદા વર્ત્તે આનંદરે;
સેવક આણ માને સહુ, તેજ ના પડે મંદરે. તપ. ૮
તપસ્યા કીધી મહાવીરજી, કર્મ કઠણ ભેદેરે;
ધન્ના અણગારે તપકર્યો, પહોંચશે મોક્ષ મોઝારોરે. તપ. ૯

બેલે બેલે કીધો પારણો, ગણધર ગૌતમ સ્વામીરે,
મત્રી ખંધકજી તપ તપ્યા, હુવા મોક્ષના કામીરે તપ ૧૦
અર્જૂન માળી ઉદ્ધર્યો, મુનિવર મેઘ કુમારરે,
રાય પ્રદેશી તપ તપ્યા, જાશે મોક્ષ મોઝારરે તપ ૧૧
આઠ રાણી શ્રી કૃષ્ણની, બ્રાહ્મી ચદન બાળારે,
તેવીસ શ્રેણીકની સુદરી, કાટી કર્મની જાળીરે તપ. ૧૨
ઇત્યાદિક બહુ તપ તપ્યા, કહેતા ન આવે પારરે,
કર્મ કટક દલ જીતીને, પામ્યા અવિચળ ઠામરે તપ. ૧૩
મુગત સારૂ તપ કરો, સુખ નિશ્ચે પામોરે,
આશ કરણ મુનિવર ભણે, જોધપુરમેં ચોમાસોરે. તપ. ૧૪

## श्री नंदिखेणनी सज्झाय.

વીર જીનેશ્વર સાહેબ પધાર્યાને, રાજગ્રહી નગરી મોઝારી,
શ્રેણીકરાય તિહા વાદવા આવ્યા, હૈડે હરખ અપારી,
હારે હારે કે દરિશણ કરવા, ચોગતી તરવા રે વાણ,
અવગુણ વિના શ્રી વિર જીણદનીરે વાણી, મેરે દિલે માણીર
વાણ એ ટેક ૧
સમોસરણ તિહા રચિયો સુદર, સુરત મોહનગારી,
સિહાસન પર દેવ બિરાજે, લલીત છબી હિતકારી,
હારે હારે કે દેશના દાખે, ભવિ જીવ ચાખે કે વાણ અવગુણ. ૨
નદિખેણ તિહા વૈરાગ્ય પામ્યો, વચન સુણી હિતકારી,
માત પિતાને કહે અનુમતિ આપો, અમે સયમ લેશુ સુખકારી,
હારે હારે કે સસાર તજિયે, મુગતિને વરીયેરે વાણ. અવગુણ ૩
માત પિતા કહે નદિખેણને, સયમ વ્રત છે ભારી,
બાવિશ પરીસહ દુકર સહેવા, સયમ ખાડાની ધાર,
હારે હારે કે શાશન દેવી કહેવે, સયમ મતિ લેવેરે વાણ.
અવગુણ ૪
દેવી તણા તેતો વચન ન માન્યા, સયમ રૂડી રીતે લીધો,

ત્યમ સ્નેહીઓ એ કાળ તટ ઉપર જઇ વિખરાય છે,
રે ! રે ! પથિક જન જાણુ તું આ વિશ્વ ક્ષણભંગુર છે. ૨૧
માટે મુસાફર મૂક મમતા, માન માયા મોકલી,
ચઢ સ્વર્ગની સીડી ગ્રહી સુવર્ણ સત્યની સાંકળી;
સુસંત સુંદર માર્ગ તુજને ધર્મનો બતલાવશે,
તે રે ! પ્રવાસી માર્ગમાં ચાલ્યા થકી સુખ આવશે. ૨૨

**સુંદરલાલ ડાહ્યાભાઇ શાહ.**
દાદાસાહેબની પોળ—અમદાવાદ.

---

## તપ વિષે સજ્ઝાય.

તપ વડોરે સંસારમાં, જીવ ઊજવળ થાયરે;
કરમ રૂપ ઇંધિણ બળે, શીવપુર નગરી સીધાવેરે. તપ. ૧
તપથી રૂપ પાવે ઘણું, તપથી સુર અવતારરે;
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, પામે લબ્ધીજ ભારીરે. તપ. ૨
રાજા આદર દેવે ઘણો, ચાવે જાણે નીર જેમ ખીરરે;
લોક એણીપેરે કહે, ઇણશે તપસ્યામાં શીરોરે. તપ. ૩
તપશું રોગ દૂરે ટળે, વિઘન સહુ ટળ જાવેરે;
દેવતા સાહ્ય તપે કરે, ઘર લક્ષ્મી પણ આવેરે. તપ. ૪
અજ્ઞાનપણે તપસ્યા કરે, તોહી નિષ્ફળ ન જાવેરે;
જ્ઞાન સહિત તપસ્યા કરે, તેનો પાર ન આવેરે. તપ. ૫
કરે એક નકારશી, સો વરસ નરકના છુટેરે;
બાંધે આયુષ્ય દેવનું, શ્રી જીનવર એમ ભાંખેરે. તપ. ૬
ખરો ખજાનો તપ માલકો, કોઈ પુણ્યવંત ઝાલેરે;
ચાલ્યો જાય દેવલોકમાં, જાતાં કોઇ ન વારે રે. તપ. ૭
પોતે તો તપ પુરો હુવે, સદા વર્ત્તે આનંદરે;
સેવક આણ માને સહુ, તેજ ના પડે મંદરે. તપ. ૮
તપસ્યા કીધી મહાવીરજી, કર્મ કઠણ ભેદરે;
ધન્ના અણગારે તપકર્યો, પહોંચશે મોક્ષ મોઝારોરે. તપ. ૯

બેલે બેલે કીધો પારણો, ગણધર ગૌતમ સ્વામીરે,
મંત્રી ખંધકજી તપ તપ્યા, હુવા મોક્ષના કામીરે તપ ૧૦
અર્જૂન માળી ઉદ્ધર્યો, મુનિવર મેઘ કુમારરે,
રાય પ્રદેશી તપ તપ્યા, જાશે મોક્ષ મોઝારગે તપ. ૧૧
આઠ રાણી શ્રી કૃષ્ણની, બ્રાહ્મી ચંદન બાળારે,
તેવીસ શ્રેણીકની સુદરી, કાટી કર્મની જાળીરે તપ. ૧૨
ઇત્યાદિક બહુ તપ તપ્યા, કહેતા ન આવે પારરે,
કર્મ કટક દલ જીતીને, પામ્યા અવિચળ ઠામરે. તપ ૧૩
મુગત સારૂ તપ કરો, સુખ નિશ્ચે પામોરે,
આશ્ર કરણ મુનિવર ભણે, જોધપુરમેં ચોમાસોરે તપ. ૧૪

## શ્રી નંદિષેણની સજ્ઝાય.

વીર જીનેશ્વર સાહેબ પધાર્યાને, રાજગ્રહી નગરી મોઝારી,
શ્રેણીકરાય તિહા વાદવા આવ્યા, હેડે હરખ અપારી,
હારે હારે કે દર્શિણ કરવા, ચોગતી તરવા રે વાણ,
અવગુણ વિના શ્રી વિર જીણંદનીરે વાણી, મેરે દિલે માણીરે
વાણ એ ટેક ૧
સમોસરણ તિહા રચિયો સુંદર, સુરત મોહનગારી,
સિંહાસન પર દેવ બિરાજે, લલીત છબી હિતકારી,
હારે હારે કે દેશના દાખે, ભવિ જીવ ચાખે કે વાણ અવગુણ. ૨
નંદિખેણ તિહા વૈરાગ્યજ પામ્યો, વચન સુણી હિતકારી,
માત પિતાને કહે અનુમતિ આપો, અમે સંયમ લેશુ સુખકારી,
હારે હારે કે સંસાર તરિયે, મુગતિને વરીયેરે વાણ અવગુણ ૩
માત પિતા કહે નંદિખેણને, સંયમ વ્રત છે ભંગી,
બાવિશ પરીસહ દુકર સહેવા, સંયમ ખાડાની ધાર,
હારે હારે કે શાશન દેવી કહેવે, સંયમ મતિ લેવેરે વાણ
અવગુણ ૪
દેવી તણા તેણે વચન ન માન્યા, સંયમ રૂડી રીતે લીધો,

તપ જપ કરણી ઉત્તમ કરતા, મુનિવ્રત પદ સાધ્યો;
હાંરે હાંરે કે વ્હોરવા જાવે, વેશ્યા ઘર આવેરે વાણ. અવગુણ. ૫
આહાર પાણીની તિહાં જોગવાઇ પૂછી, તો વચન બોલી મદમાતી,
જો હોય તુમ પાસે અર્થ લાભ તો, આવો રંગભર રમીયે સાથે;
હાંરે હાંરે કે પાછા વળીયા, પાછા ડગ ભરીયારે વાણ. અવગુણ. ૬
ખડ ખડખડ તિહાં દાંતજ કાઢયાને, મુનિ અહંકારે ચડીયા,
લબ્ધી ફેરવીને સોનૈયા કીધા, મોહ તણે વશ પડીયા;
હાંરે હાંરે કે પાછા જાવે, વેશ્યા ઘર આવે વાણ. અવગુણ. ૭
આ ઋદ્ધિ છે અનર્થ કેરી તેતો, મારે મન નહિ ભાવે,
જો તુમ રહો અમ ઘર વાસો તો, અરથ હમારે એ આવે;
હાંરે હાંરે કે લેકર જાઓ, નહિ તો પાછા આવોરે વાણ. અવગુણ. ૮
મોહરૂપી વચન બાણજ માર્યાં, મુનિવ્રત ગયાં હારી,
ઓઘો ને મુહપતિ ઉંચા મુકયા, સુખ વિલસે સંસારી;
હાંરે હાંરે કે જાઓ કહેશો મને, તો હું છોડું તનેરે વાણ. અવગુણ. ૯
દિન દિન પ્રત્યે દશને બુઝવતાં, બાર વરસ ગયાં ચાલી,
છેલ્લે દિવસે સોનારજ આવ્યો, એ તો વચન કુતુહાલી;
હાંરે હાંરે કે રસોઇ કરી, ઉઠો મન ધરીરે વાણ. અવગુણ. ૧૦
પહેલી રસોઇ તિહા ઠંડીરે હુઇ ત્યારે, બીજી કરી તૈયારી;
વેશ્યા કહે તમે ઉઠોને જમવા, એમ બોલી મન પ્યારી;
હાંરે હાંરે કે હું સમજાવું, પછી હુંતો આવુંરે વાણ. અવગુણ. ૧૧
બીજી રસોઈ તિહાં ઠંડીરે હુઇ ત્યારે, ત્રીજી કરી તૈયારી,
વેશ્યા કહે તમે ઉઠોને જમવા, દશમા થાઓ તુમે વારી;
હાંરે હાંરે કે વચન સુણી, દીક્ષા થયાં મુનિરે વાણ. અવગુણ. ૧૨
ચોખે ચિત્તે મુનિ વ્રતજ પાળેને, દીક્ષા થયા ઉગ્ર વિહારી,
કર્મ ખપાવી કેવળ પામ્યા, હુંતો જાઉં બલિહારી;
હાંરે હાંરે કે મતિ કોઈ નીંદો, ભવિ જીવ વંદોરે વાણ. અવગુણ. ૧૩
સંવત ઓગણીશે ત્રીસની સાલે, ફાગણ માસ ઉલ્લાસે,
રૂષી રામચંદજી કેરા પ્રતાપે, રૂષી રાયચંદજી ગુણ ગાશે;
હાંરે હાંરે કે જે ધર્મ કરશે, તે સંસારને તરશેરે વાણ. અવગુણ. ૧૪



# उपदेशी सज्झाय.

જ્ઞાન સુધારસ પીજીએ, જબ લગે ઘટમા પ્રાણ,
આ જગ જુઠો જાણજો, જાણો સ્વપ્ન વિલાસ જ્ઞાન. ૧
અમૃત પીતા ના કીજીએરે, કાઇ આળસ અંગ,
ઓચિતાનો આવી મળે, કાળરૂપી ભોરંગ. જ્ઞાન ૨
લક્ષ ચોરાશી યોનીમાંરે, ધર્યા બહુ અવતાર,
દુર્લભ દેહિ માનવની, પામ્યા મનુષ્યાવતાર. જ્ઞાન. ૩
ફરી ફરીને નહિ મળેરે, આ અવસર સાર,
ઘુબકશુ મોતી પરોવીયો, પછી ઘોર અંધાર જ્ઞાન. ૪
જેવા તે જળ ઝાઝવા, જળ બીંદુને વીજ,
એવા આ દેહીના રૂપ છે, આતમ કારજ સાધ્ય જ્ઞાન. ૫
મહા પદારથ પામીયોરે, મકરે પ્રમાદ,
આ અવસર ફરી નહિ મળે, છાડ કુડો એ પથ. જ્ઞાન. ૬
માયા તે મીઠી વેલડીરે, નારીને પરીવાર,
તેમા તો મન ખુચી રહ્યુ, તો જાય નરક દુવાર જ્ઞાન. ૭
મુરખ નથી વિચારતોરે, ક્ષણ લાખેણી જાય,
દશ દ્રષ્ટાંતે દોહીલો, મનુષ્ય પણું કયા પલાય જ્ઞાન. ૮
જીવ જાતા ચાલ્યો એકલોરે, શરણે કોઇ ન થાય,
અનંતી ઋદ્ધિનો ધણી આતમારે, કર્યો નિર્ધન નિર્બળ થાય. જ્ઞાન. ૯
જળે ન ભેદાય આતમારે, નહિ શસ્ત્રે છેદાય,
અગ્નિ દહે નહિ આત્મા, હારે નહિ બાંધ્યા બધાય. જ્ઞાન. ૧૦
સુખ અનંતા સિદ્ધનારે, કર્મ ટાળે પમાય,
ચેત જીવ ગમાર તું, ઘણું ઘણું શુ કહેવાય. જ્ઞાન. ૧૧

# अयवंता मुनिनी सज्झाय.

(રાગ—મલ્હાર, "પાડવ પાચ વાદતા મન મોહ્યુજી" એ દેશી.)

એક દિન ઋતુ વર્ષા તણી, આવી વરસે મેહ અપારરે,
ઝબકતી વીજ ઝબુકતી, મોર કરે મધુરી કગારરે,
મોર કરે મધુરી કગાર, જલધર વરસનો બહુ ગાજેરે ૧

કારે ઘન તે વરસીયો, મુનિ ફેરાને કારણ જાયરે;
અયવંતો ઋષિ તેણે સમે, તે તો મુનિવર સાથે જાયરે (૨) જ. બ. ૨
નગરી બાહિર મુનીવર ગયા, ચાલે ભૂતલ અતિ ઘણો નીરરે;
અયવંતો ઋષી ડુકડો, મેલી ગયા સાહસ ધીરરે (૨) જ. બ. ૩
મોહ ઉદયે તેણે મુનિવરે, બાંધી ભૂતળ માટીની પાળરે;
જળ વહેતો તેણે રાખીયો, કીધો અધિક અતિ શોચાળરે (૨) જ. બ. ૪
માંહિ તે મુકી કાચલી, તે તો તરતી રહી ઉપર આવેરે;
મધુર વચન એમ ઉચરે, મોરી નાવ તરંતી જોયરે (૨) જ. બ. ૫
મુનિવર ફેરાથી વળીયાં, આવી દેખે તો કૌતુક સારરે;
મુનવર તિહાં ઉચરે, તમે લીધો સંયમ ભારરે. (૨) જ. બ. ૬
એક ઉદક બિંદુમાં કહ્યા, જીવ અસંખ્યાતા જાણરે;
તે પ્રત્યે કેમ હીંસીએ, જેહની ચાર પર્યા ચાર પ્રાણરે (૨) જ.બ. ૭
પાપ થયાં શિષ્ય અતિ ઘણા, કાંઇ મોટી અલોયણ લીજેરે;
આપણે સૂરમણી સારીખા, માટે એ કરણી કેમ કીજેરે (૨) જ. બ. ૮
મુનિવર મનસાં એમ ચિંતવે, જીનજીને પુછશું એ વાતરે;
અયવંતા ઋષિને સહી, પ્રભુ કહોને કેટલો સંસારરે (૨) જ. બ. ૯
શ્રી જીનવર તો એમ કહે, અયવંતાનો થોડો સંસારરે;
તે પ્રત્યે મતિ હેલજો, એહની કરજો વૈયાવચ્ચ સારરે (૨) જ. બ.૧૦
તહેત વચન શ્રી જીનવર તણા, મુનિવર શીષે ચડાવીને ઉઠેરે;
કરે વૈયાવચ્ચ અતિ ઘણી, અયવંતાને વચને ન રૂઠેરે (૨) જ. બ.૧૧
સામાયક આદ દઇ જેણે, ભણીયા તે અંગ અગ્યારરે;
દુક્કર સંયમ આદરી, અયવંતો બાળકુમારરે (૨) જ. બ.૧૨
બહોંતેર વરસ સંયમ ગ્રહી, જેણે તપ કીધો અતિ કઠોરરે;
વિપુલગિરી પરવત ચડી, કીધો સંથારો સારરે (૨) જ. બ.૧૩
અનુક્રમે અણસણ કરી, પામ્યા રૂડું કેવળ જ્ઞાનરે;
કરમ ખપાવી મુગતે ગયા, એમ બોલે સેવક ગણી કહાનરે (૨) જ. બ.૧૪
આઠમાં અંગના વરગ અષ્ટમેં, અધ્યયન પન્નરમેં જાણરે;
અધિકો ઓછો જે કહ્યો, શુદ્ધ કરજો ચતુરસુજાણરે (૨) જ. બ.૧૫

